પ્રકાશક :
શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશ.
સંઘવીપોળ, મહેસાણા.

માનદ મંત્રીગણ :
o શાન્તિલાલ ગોકળદાસ શાહ.
o શાન્તિલાલ એસ. દોશી.
o જયકુમાર બી. પરીખ.

વિ. સં ૨૦૨૭, મહા સુદ : ૫.
પ્રથમ આવૃત્તિ : ૧૫૦૦

પત્રવ્યવહાર :
જયકુમાર બી. પરીખ.
મહારાજની ખડકી,
મહેસાણા.

હારીજ–શાખા :
C/o. શાન્તિલાલ એસ. દોશી
ઈમારતી લાકડાની લાટીમાં,
હારીજ [ ઉ. ગુજરાત ]

અમદાવાદ-શાખા :
શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન.
C/o. ભારત ટ્રેડીંગ કુંપની
૧૧૯૮, મદનગોપાલ હવેલીરોડ,
માણેકચોક, અમદાવાદ.

મૂલ્ય : ૨ રૂ.

નૈતિક–ધાર્મિક–આધ્યાત્મિક
સાહિત્ય.

મુદ્રક :
કાંતિલાલ-ડાહ્યાભાઈ પટેલ
મંગલ મુદ્રણાલય
રતનપોળ, અમદાવાદ.

મુંબઈ-શાખા :
શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન.
C/o. કુમારપાલ વી. શાહ.
૬૮, ગુલાલવાડી, મુંબઈ ૪.

ગ્રંથકાર :
ન્યાયાચાર્ય ન્યાયવિશારદ
ઉપાધ્યાયશ્રી યશોવિજયજી



વિવેચનકાર :
સિદ્ધાન્તમહોદધિ સ્વ. પરમગુરુદેવ આચાર્ય ભગવંત શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાના વિદ્વાન શિષ્યરત્ન પૂ. પંન્યાસપ્રવર શ્રી ભાનુવિજયજી ગણિવરના શિષ્યરત્ન પૂ. મુનિરાજશ્રી ભદ્રગુપ્તવિજયજી મહારાજ.

આવા બહુમૂલ્ય આધ્યાત્મિક ગ્રંથના પ્રકાશનમાં આર્થિક સહયોગ આપનારા.



'જ્ઞાનસાર' ચોથા ભાગની એક હજાર નકલના પ્રકાશનનો તમામ ખર્ચ શ્રી મોતીશા જૈન ચેરીટેબલ એન્ડ રીલીજીયસ ટ્રસ્ટ–ભાયખલા (મુંબઈ) તરફથી મળ્યો છે. અમે ટ્રસ્ટના ટ્રસ્ટીઓના આભારી છીએ.



# નિવેદન :

આ ભાગના પ્રકાશન સાથે 'જ્ઞાનસાર' વિવેચનનું પ્રકાશન સમાપ્ત થાય છે. વિ. સં. ૨૦૨૦માં મોતીશા રીલીજીયસ એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ (ભાયખલા-મુંબઇ)ના સહયોગથી આ વિવેચનનું પ્રકાશન શરૂ થયેલું. ૧ થી ૮, ૯ થી ૧૬, ૧૭ થી ૨૪ અને ૨૫ થી ૩૨ (સંપૂર્ણ), આ રીતે ચાર ભાગમાં 'જ્ઞાનસાર'ના ૩૨ અષ્ટકોનું વિવેચન પ્રકાશિત થયું.

૧ થી ૮ અને ૯ થી ૧૬ અષ્ટકોના બે ભાગ ખલાસ થઈ જતાં ૧ થી ૧૬ અષ્ટકોનો પ્રથમ ભાગ પુનઃપ્રકાશિત કરવામાં આવ્યો. અને ૧૭ થી ૨૪ અષ્ટકોનો ત્રીજો ભાગ ખલાસ થઈ જતાં ૧૭ થી ૩૨ અષ્ટકોનો બીજો ભાગ પણ પ્રકાશિત કરવામાં આવ્યો છે.

મૂળ શ્લોક, શ્લોકાર્થ અને વિશદ વિવેચન યુક્ત જ્ઞાનસાર અધ્યયન કરનારા સર્વે માટે ખૂબ ઉપયોગી ગ્રંથ બન્યો છે. અનેક વિદ્વાનોએ આ ગ્રંથનું ઉચ્ચ મૂલ્યાંકન કરેલું છે. અનેક પૂજ્ય સાધુ-સાધ્વીજી મહારાજોના અધ્યયન માટે આ ગ્રંથ ઉપાદેય બન્યો છે. આ રીતે બીજા પણ પ્રાચીન ગ્રંથો પર પૂજ્ય મહારાજશ્રી વિવેચન લખે તો અધ્યાત્મપ્રિય જનતા ઉપર મોટો ઉપકાર થાય.

અંતે આ ગ્રંથના પ્રકાશનમાં જેમણે જેમણે સહયોગ આપ્યો છે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ અને પ્રમાદવશ કોઈ પણ ત્રુટી રહી ગઈ હોય, તેની ક્ષમા યાચીએ છીએ.

મહેસાણા
૨૬-૧-૭૧

નિવેદક
માનદ ટ્રસ્ટી
- શાન્તિલાલ ગો. શાહ.
- શાન્તિલાલ એચ. દોશી.
- જયકુમાર બી. પરીખ.

કહે છે: હે જીવ! તું આ વ્યર્થ પુરુષાર્થ ત્યજી દે. આજ-દિનપર્યંત કોઈ માનવી કે કોઈ દેવ-દેવેન્દ્ર એ ભૌતિક સંપત્તિના શિખરે પહોંચ્યો નથી... કારણ કે એના શિખરની ટોચે પહોંચાય એમ જ નથી.... એ અનંત છે! તું એ ખોડામણા દેખાતા શિખરના અરમાન ત્યજી દે. નાહક વિટંબણા શા માટે પામે છે?

અને આ પરિગ્રહની વક્રતા તો જુઓ! જીવની ઇચ્છાથી વિપરીત જ ચાલે! જેને સંપત્તિ-વૈભવનો જરાય રાગ નથી તેની ચારે બાજુ સંપત્તિ-વૈભવની દુનિયા સર્જાઈ જાય છે... ને જે વૈભવ માટે વલખાં મારે છે... તેનાથી તે લાખો જોજન દૂર રહે છે! પરિગ્રહ જ માનવીની ભવ્ય ભાવનાઓનું ભસ્મીકરણ કરે છે... વિવેકનું વિલીનીકરણ કરે છે...પછી જુઓ એ માનવીની વક્રતા... એ સીધો ચાલે જ નહીં.

કોઈ ખગોળશાસ્ત્રીએ આજદિનપર્યંત આખાયે જગતને અશાન્ત કરનાર 'પરિગ્રહ' ની શોધ કરી નથી...એની વ્યાપક અસરોનું વિજ્ઞાન શોધ્યું નથી. આ 'ગ્રહ' ને તો માત્ર સર્વજ્ઞ પરમાત્માએ જ જોયો છે... ને તેની અસરોની ભયાનકતા બતાવી છે.

सन्तोपमविश्वासमारम्भं दुःखकारणम् ।
मूर्च्छाफलं कुर्यात् परिग्रहनियन्त्रणम् ॥

—योगशास्त्र

# પરિશિષ્ટ





## परिग्रह–त्याग

પરિગ્રહ ! આ ગ્રહનો પ્રભાવ સકલ વિશ્વ પર છવાયેલો છે. આશ્ચર્ય એ છે કે મનુષ્ય બીજા-બીજા ગ્રહોની અસરોથી મુક્ત થવા ચાહે છે, જ્યારે આ 'પરિગ્રહ'ની અસરો મેળવવા ઇચ્છે છે ! આ પાપ ગ્રહની શું અસરો છે, એ તમારે જાણવું જ પડશે. દિલને કંપાવનારી અને ધન-મૂર્ચ્છાને ધ્રુજાવનારી પરિગ્રહની વાતો વાંચીને તમે એક નવી દિવ્યદૃષ્ટિ મેળવશો.



न परावर्तते राशेर्वक्रतां जातु नोज्झति ।
परिग्रहग्रहः कोऽयं विडम्बितजगत्त्रयः ॥ २ ॥ १९२ ॥

ગાથાર્થ :

જે રાશિથી પાછો ફરતો નથી, વક્રપણાને તજતો નથી, જેણે ત્રણ જગતને વિડંબના પમાડી છે, એવો આ પરિગ્રહરૂપ ગ્રહ કયો છે?

:વિવેચન:

સો-બસો, હજાર બે હજાર,

લાખ-બે લાખ.... કરોડ બે કરોડ......!

અબજ... દસ અબજ.....? બસ, આગળ જ આંક વધતો જાય. પાછું વળી જોવાની વાત નહીં'....'પરિગ્રહ' નામના ગ્રહે જે જીવના જન્મનક્ષત્ર પર ભરડો લીધો એનાં ઉધામા... એની તૃષ્ણા અને એની વ્યાકુળતા જોઈ છે? જો તમે સ્વયં આ પાપી ગ્રહની અસર નીચે હશો તો તમે એ ઉધામા... તૃષ્ણા કે વ્યાકુળતાની વેદના નહીં જોઈ શકો. નદીના પૂરમાં તણાતો માનવી બીજા તણાતા જીવોને જોઈ શકતો નથી... કિનારે ઉભેલા પુરુષો એ જીવોની વિટંબણા, ત્રાસ અને અસહાયતા જુએ છે. 'પરિગ્રહ' ગ્રહની અસરથી વિમુકત થયેલા મહાત્મા પુરુષો જોઈ શકે છે કે'પરિગ્રહ' ગ્રહની સર્વભક્ષી અસરમાં જીવો કેવા તરફડે છે!

ધન-સંપત્તિ અને વૈભવના અનંત શિખર પર આરોહણ કરવા મથી રહેલા જીવોને કરુણાસિન્ધુ ઉપાધ્યાયજી

કહે છે: હે જીવ! તું આ વ્યર્થ પુરુષાર્થ ત્યજી દે. આજ-દિનપર્યંત કોઈ માનવી કે કોઈ દેવ-દેવેન્દ્ર એ ભૌતિક સંપત્તિના શિખરે પહોંચ્યો નથી... કારણ કે એના શિખરની ટોચે પહોંચાય એમ જ નથી.... એ અનંત છે! તું એ સોહામણા દેખાતા શિખરના અરમાન ત્યજી દે. નાહક વિટંબણા શા માટે પામે છે?

અને આ પરિગ્રહની વક્રતા તો જુઓ! જીવની ઈચ્છાથી વિપરીત જ ચાલે! જેને સંપત્તિ–વૈભવનો જરાય રાગ નથી તેની ચારે બાજુ સંપત્તિ–વૈભવની દુનિયા સર્જાઈ જાય છે... ને જે વૈભવ માટે વલખાં મારે છે... તેનાથી તે લાખો જોજન દૂર રહે છે! પરિગ્રહ જ માનવીની ભવ્ય ભાવનાઓનું ભસ્મીકરણ કરે છે... વિવેકનું વિલીનીકરણ કરે છે...પછી જુઓ એ માનવીની વક્રતા... એ સીધો ચાલે જ નહીં.

કોઈ ખગોળશાસ્ત્રીએ આજદિનપર્યંત આત્રણે ગતને અશાન્ત કરનાર 'પરિગ્રહ' ની શોધ કરી નથી...એની યાપક અસરોનું વિજ્ઞાન શોધ્યું નથી. આ 'ગ્રહ' ને તો માત્ર ર્વજ્ઞ પરમાત્માએ જ જોયો છે... ને તેની અસરોની યાનકતા બતાવી છે.

असन्तोपमविश्वासमारम्भं दुःखकारणम् ।
मत्वा मूर्च्छाफलं कुर्यात् परिग्रहनियन्त्रणम् ॥

—योगशास्त्र

સો-બસો, હજાર ને હજાર,

લાખ-ને લાખ... કરોડ ને કરોડ......!

અબજ... દસ અબજ.....? બસ, આગળ જ આગળ વધતો જાય. પાછું વળી જોવાની વાત નહીં'....'પરિગ્રહ' નામના ગ્રહે જે જીવના જન્મનક્ષત્ર પર ભારડો લીધો એનાં ઉધામા... એની તૃષ્ણા અને એની વ્યાકુળતા જોઈ છે? જો તમે સ્વયં આ પાપી ગ્રહની અસર નીચે હશો તો તમે એ ઉધામા... તૃષ્ણા કે વ્યાકુળતાની વેદના નહીં જોઈ શકો. નદીના પૂરમાં તણાતો માનવી બીજા તણાતા જીવોને જોઈ શકતો નથી... કિનારે ઉભેલા પુરુષો એ જીવોની વિટંબણા, ત્રાસ અને અસહાયતા જુએ છે. 'પરિગ્રહ' ગ્રહની અસરથી વિમુક્ત થયેલા મહાત્મા પુરુષો જોઈ શકે છે કે 'પરિગ્રહ' ગ્રહની સર્વભક્ષી અસરમાં જીવો કેવા તરફડે છે!

ધન-સંપત્તિ અને વૈભવના અનંત શિખર પર આરોહણ કરવા મથી રહેલા જીવોને કરુણાસિન્ધુ ઉપાધ્યાયજી

કહે છે: હે જીવ! તું આ વ્યર્થ પુરુષાર્થ ત્યજી દે. આજ-દિનપર્યંત કોઈ માનવી કે કોઈ દેવ-દેવેન્દ્ર એ ભૌતિક સંપત્તિના શિખરે પહોંચ્યો નથી... કારણ કે એના શિખરની ટોચે પહોંચાય એમ જ નથી.... એ અનંત છે! તું એ સોહામણા દેખાતા શિખરના અરમાન ત્યજી દે. નાહક વિટંબણા શા માટે પામે છે?

અને આ પરિગ્રહની વક્રતા તો જુઓ! જીવની ઈચ્છાથી વિપરીત જ ચાલે! જેને સંપત્તિ–વૈભવનો જરાય રાગ નથી તેની ચારે બાજુ સંપત્તિ–વૈભવની દુનિયા સર્જાઈ જાય છે... ને જે વૈભવ માટે વલખાં મારે છે... તેનાથી તે લાખો જોજન દૂર રહે છે! પરિગ્રહ જ માનવીની ભવ્ય ભાવનાઓનું ભસ્મીકરણ કરે છે... વિવેકનું વિલીનીકરણ કરે છે...પછી જુઓ એ માનવીની વક્રતા... એ સીધો ચાલે જ નહીં.

કોઈ ખગોળશાસ્ત્રીએ આજદિનપર્યંત આત્રણે જગતને અશાન્ત કરનાર 'પરિગ્રહ' ની શોધ કરી નથી...એની વ્યાપક અસરોનું વિજ્ઞાન શોધ્યું નથી. આ 'ગ્રહ' ને તો માત્ર સર્વજ્ઞ પરમાત્માએ જ જોયો છે... ને તેની અસરોની ભયાનકતા બતાવી છે.

असन्तोपमविश्वासमारम्भं दुःखकारणम् ।
मत्वा मूर्च्छाफलं कुर्यात् परिग्रहनियन्त्रणम् ॥

—योगशास्त्र

પરિગ્રહની વૃત્તિ ધનનું ઉપાર્જન-સંરક્ષણ અને સંવર્ધન કરવાની પ્રવૃત્તિ કરાવે છે કે જે પ્રવૃત્તિમાં પાપ-વ્યાપારોમાં મમત્વ દૃઢ થતું જાય છે, આસક્તિ વધતી જાય છે... તેથી એક બાજુ ધર્મક્રિયાઓ કરવા છતાંય આત્મભાવ નિર્મળ બનતો નથી. તામસભાવ ને રાજસભાવ ઉછળતા રહે છે. કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરિજી મહારાજા કહે છે.

'दोषास्तु पर्वतस्थूलाः प्रादुष्यन्ति परिग्रहे'

પરિગ્રહ પર્વત જેવા ભારે દોષો પેદા કરે છે. પરિગ્રહથી આવર્જિત મનુષ્ય પિતાનો પણ વધ કરે, પરમાત્મા ને સદ્ગુરુને પણ અવગણી નાંખે... મુનિહત્યા કરે, અસત્ય બોલે, ચોરી કરે......

ધન-ધાન્ય-પરિવાર-બંગલા-મોટર.........વગેરે પરિગ્રહ

. આત્માથી ભિન્ન પદાર્થો પર મૂર્છા-મમત્વ પરિગ્રહ
. પરિગ્રહનો ત્યાગ કર્યા વિના આત્મા પ્રશાંત નહીં બને.

रिग्रहग्रहावेशाद् दुर्भाषितरजः किराम् ।
ायन्ते विकृताः किं न प्रलापा लिङ्गिनामपि ॥२॥१९४॥

શ્લોકાર્થ:

રિગ્રહરૂપ ગ્રહનો પ્રવેશ થવાથી ઉત્સૂત્રભાષણ-રુપ ધૂળ ાડનારા વેષધારીઓના પણ વિકારવાળા બકવાદ શું ંભળાતા નથી?

:વિવેચન:

ધન-સંપત્તિ અને બંગલા-મોટરોમાં ખોવાઈ ગયેલા, રિગ્રહના રંગે રંગાઈ ગયેલા ગૃહસ્થોની વાત છોડો; પરંતુ ૈમણે સમગ્ર બાહ્ય પરિગ્રહનો ત્યાગ કર્યો છે, જેમણે ાાગી મુનિનો વેશ ધારણ કર્યો છે, જેમણે આત્માનંદની ૂર્ણતાનો પંથ પકડયો છે......એવાઓ જ્યારે પરિગ્રહના ંગે રંગાતા જોવા મળે ત્યારે કયા જ્ઞાનદષ્ટિપુરુષને ખેદ ા થાય?

મુનિ અને પરિગ્રહ? પરિગ્રહનાં પોટલાંઓને ંપાળતો મુનિ, મુનિજીવનનાં કર્તવ્યોથી ભ્રષ્ટ થાય છે. મહાવ્રતોના પુનિત પાલનમાં શિથિલ બને છે. જિનમાર્ગની આરાધનાના આદર્શને કલંકિત કરે છે...... ખેર, જ્ઞાન અને ચારિત્રના વિપુલ સાધનોનો સંગ્રહ કરવા છતાં જે મુનિ એમ સમજે છે કે હું યોગ્ય નથી કરી રહ્યો..પરિગ્રહના પાપમાં ઢસડાઈ રહ્યો છું" તે મુનિ બીજાઓને પરિગ્રહનો

પુસ્તકો ખરીદ કરી, તેના પર પોતાનું નામ છપાવી....તે સંગ્રહના માલિક બનવું, તે શું પરિગ્રહ નથી? એટલું જ નહીં, એ બધા પર ગર્વ ધારણ કરવો અને એ બધા પરિગ્રહના માધ્યમથી પોતાની મોટાઈ બતાવવી....તે શું મુનિપણું છે? પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ આવા પરિગ્રહીઓને 'વેષધારી' કહે છે. માત્ર વેશ મુનિનો.... આચરણ ગૃહસ્થનું! અપરિગ્રહનો ઉપદેશ આપનારા જ્યારે પરિગ્રહનાં શિખરો સર કરવાની હોડાહોડી કરે, ત્યારે કયા જ્ઞાની પુરુષના દિલમાં કકળાટ ન થાય?

એક ત્યાગી પુરુષ પાસે એક શ્રીમંત ભક્ત ગયો. વંદના કરી તેણે કહ્યું: 'મારે હજાર રૂપિયા દુઃખી માણસોને વહેંચવા છે....આપ જેને ઠીક લાગે તેને આપશો.'

ભકતે સો-સોની દસ નોટ કાઢીને સામે મૂકી. ત્યાગી પુરુષ બે મિનિટ એ ભક્ત સામે જોઈ રહ્યા, ને કહ્યું:

'આ કામ તમારા મુનીમને સોંપજો, હું મુનીમ નથી.' શેઠે નોટો ખીસામાં મૂકી.... ક્ષમા માગી, ચાલ્યા ગયા. અંતરમાં મુનિને ધન્યવાદ આપતા ગયા.

મુનિજીવનમાં આવી જ રીતે પરિગ્રહ પ્રવેશ કરે છે....તેમાં જો સાવધાની ન રહે તો પરિગ્રહની પાપ અસર છવાઈ ગઈ સમજો. શ્રી હેમચન્દ્રસૂરિજી મહારાજે કહ્યું છે:

વાંદવાથી, સેવવાથી કર્મનો ક્ષય થાય, દોષોનો નાશ થાય, ગુણોનો આવિર્ભાવ થાય.

ધન-સંપત્તિ વગેરે બાહ્ય પરિગ્રહ છે.

મિથ્યાત્વ-અવિરતિ વગેરે આભ્યંતર પરિગ્રહ છે.

આ બંને પરિગ્રહનો ત્યાગ યોગી તૃણની જેમ કરે. કચરાની જેમ કરે... ઘરમાંથી કચરો બહાર ફેંકી દેનારને કચરા-ત્યાગનો ગર્વ નથી હોતો....ફેંકી દેવા જેવી વસ્તુ ફેંકી દીધી, તેના પર ગર્વ શાનો? જેમ કચરો સંગ્રહ કરવાની વસ્તુ નથી તેમ પરિગ્રહ સંગ્રહ કરવાની વસ્તુ નથી....એ ત્યાગ કરવા યોગ્ય વસ્તુ છે....કચરો સમજીને ત્યજી દીધેલા પદાર્થો તરફ પુનઃ આકર્ષણ થતું નથી. કિંમતી સમજીને ત્યજી દીધેલા પદાર્થો તરફ પુનઃ પુનઃ આકર્ષણ-મમત્વ થયા વિના રહેતું નથી

'મેં લાખો-કરોડોનો વૈભવ ત્યજી દીધો....મેં વિશાળ પરિવારનું સુખ ત્યજી દીધું....મેં મહાન ત્યાગ કર્યો છે!' જો આ વિચાર આવ્યો તો સમજવું જોઈએ કે તૃણવત્ ત્યાગ નથી કર્યો! આ રીતે કરેલા ત્યાગની પાછળ ઉદાસીનતા નથી આવતી. ત્યાગી કદી ય પોતાના ત્યાગનાં ગાણાં ન ગાય, અરે, મનમાં ય પોતાના ત્યાગનું મહત્વ ન આંકે.

શાલિભદ્ર ૩૨ સ્ત્રીઓનો અને નિત્યનવી નવ્વાણું પેટીઓનો ત્યાગ કર્યો....મમતાભરી માતાનો ત્યાગ કર્યો....

આઠ ૩૨ ક્રોડ સોનૈયા અને ૩૨ સ્ત્રીઓના પરિગ્રહનો તૃણવત્ ત્યાગ કરી અને આભ્યંતર રાગ-દ્વેષનો ત્યાગ કરી વૈભારગિરિ પર ધ્યાનમાં રહેલા શ્રી ધન્નાઅણગારની જ્યારે સમવસરણમાં ભગવાન મહાવીરે પ્રશંસા કરી ત્યારે એ સમવસરણમાં બેઠેલા દેવ-દેવેન્દ્રો અને માનવો, પશુઓ અને પંખીઓ...કોનું એ મહાયોગી ધન્ના અણગારને નહોતું નમી પડ્યું ? અરે, મગધસમ્રાટ શ્રેણિક તો વૈભારગિરિના પથ્થરો ઠેકતા ઠેક એ અણગારના દર્શનો માટે દોડી ગયા હતા. અને એ મહાતપસ્વીના દર્શન કરી એમનાં ચરણોમાં પોતાનું મસ્તક મૂકી દીધું હતું ! આજે પણ 'અનુત્તરોપપાતિક સૂત્ર' એ વાતની ગવાહી દેતું ઊભું છે. બાહ્ય અભ્યંતર પરિગ્રહના ત્યાગી એ અણગારના ચરણે ત્રિભુવને પ્રણામ કર્યા હતા...ને આજે આપણે પણ કરીએ છીએ.

ચિત્તની પરમ શાન્તિ, આત્માની પવિત્રતા અને મોક્ષમાર્ગની આરાધના પરિગ્રહત્યાગ પર અવલંબે છે. પરિગ્રહમાં નિરંતર વ્યાકુળતા છે, વેદના છે અને પાપ-પ્રચુરતા છે.

चित्तेऽन्तर्ग्रन्थगहने बहिर्निर्ग्रन्थता वृथा ।
त्यागात् कञ्चुकमात्रस्य भुजगो न हि निर्विषः ॥४॥१९६॥

શ્લોકાર્થ :

અંતરંગ પરિગ્રહથી વ્યાકુળ મન છે તો બાહ્ય નિર્ગ્રન્થપણું ફોગટ છે. કારણ કે કાંચળીમાત્ર છોડવાથી સર્પ વિષરહિત થતો નથી.

બનતો. માત્ર તમે બાહ્યવેશનું પરિવર્તન કર્યું અને બાહ્ય આચારોનું પરિવર્તન કર્યું, એટલા માત્રથી શું? શું તમે પેલી લક્ષ્મણા સાધ્વીનું નામ નથી જાણતા?

પ્રાચીન કાળની વાત છે. રાજકુમારી લક્ષ્મણાએ સમગ્ર સંસારનો પરિગ્રહ ત્યજી દીધો. ભગવંતના આર્યા સંઘમાં લક્ષ્મણા-આર્યાએ સાધના આરંભી. કેવી અદ્ભુત સાધના! જ્ઞાન અને ધ્યાનનો એણે સુમેળ સાધ્યો. વિનય અને વૈયાવૃત્યની સંવાદિતા સાધી....એક દિવસ એની દૃષ્ટિ ચકલા-ચકલીના જોડલા પર પડી....જોડલું મૈથુન ક્રિયામાં પ્રવૃત્ત હતું...લક્ષ્મણાના મન પર આ દૃશ્ય ઝડપાઈ ગયું....તે વિચારવા લાગી....'ભગવાને મૈથુનનો સર્વથા નિષેધ કર્યો....તેઓ સ્વયં નિર્વેદી છે....તેમને વેદવંત (વિકારી) જીવોના સંભોગ સુખનો અનુભવ કયાંથી હોય?'

જાતીય-સંભોગસુખના અંતરંગ પરિગ્રહે લક્ષ્મણા સાધ્વીનું ગળું દૂંપી નાંખ્યું....મૈથુન-ક્રિયાના દર્શનમાંથી સંભોગ સુખના પરિગ્રહની વાસના જાગી....એ પરિગ્રહનો ત્યાગ કરવાનો ઉપદેશ આપનાર તીર્થંકર ભગવંત અજ્ઞાની લાગ્યા!

ક્ષણ-બે ક્ષણ પછી પુનઃ લક્ષ્મણા સ્વસ્થ બની ગઈ.... 'અરેરે...મેં શું વિચાર્યું? ભગવંત તો સર્વજ્ઞ છે... જગતનો કોઈ ભાવ એમનાથી છાનો નથી...એ સર્વ

દીધું છે જો તારું મન અંતરંગ પરિગ્રહથી વ્યાકુળ છે તો બહારનો સાધુપણાનો દેખાવ વ્યર્થ છે, અર્થહીન છે...' એમ કહીને બહારનો વેશ છોડી દેવાનું નથી કહેતા, પરંતુ અંતરંગ પરિગ્રહનો ત્યાગ કરવાની ભવ્ય પ્રેરણા આપે છે.

त्यक्ते परिग्रहे साधोः प्रयाति सकलं रजः ।
पालित्यागे क्षणादेव सरसः सलिलं यथा ॥ ५ ॥ १९७ ॥

શ્લોકાર્થ

પરિગ્રહનો ત્યાગ કર્યો એટલે સાધુનું સઘળું પાપ ક્ષણમાં જ ચાલ્યું જાય છે. જેમ પાળ તૂટતાં સરોવરનું પાણી ચાલ્યું જાય છે.

: વિવેચન :

સરોવરમાં છલોછલ ભરાયેલા પાણીનો નિકાલ કરી દેવો છે? એની પાળ તોડી નાંખો! સરોવર પાણીરહિત બની જશે. પાળી તોડવી નથી અને સરોવરને ખાલી કરવાની વાતો કરવી છે, એ કેમ બને?

તમારે આત્મ–સરોવરમાં ભરાયેલા પાપ–પાણીનો નિકાલ કરવો છે? તો પરિગ્રહની પાળ તોડી નાંખો... હા, તોડવી જ પડશે, એ સિવાય બીજો કોઈ માર્ગ નથી. હું જાણું છું કે તમે એ પાળ બાંધવા દિન–રાત મહેનત કરી છે; સંયમ અને સ્વાધ્યાયને અળગાં મૂકી તમે એ પાળ બાંધવામાં તમારું સર્વસ્વ લગાવી દીધું છે. મહાવ્રતોને કલંકિત કરીને તમે એ પાળને સોહામણી બનાવી છે...

આત્માને કોઈ લાભ નથી.... અંતે તો એ પાળ પરથી લપ-
સવાનું અને અગાધ પાપ–જલ–રાશિમાં ડૂબી મરવાનું.

પરિગ્રહની પાળ પર બેસી તમે જગતને અપરિગ્રહનો ઉપદેશ આપો છો ? સ્વયં એ પાળને તોડી નાંખો....પાપનાં પાણી વહી જવા દો....એ ગંદાં અને દુર્ગંધ મારતાં પાણી... તમને શું એ પાળ પર બેસીને દુર્ગંધ પણ નથી આવતી ? ખેર, ટેવાઈ ગયા હશો. તમે પણ એવી જગા પર બેસીને સાધુપણાને તમે શા માટે લજવો છે. ? લો હાથમાં કોદાળા ને પાવડા, તોડવા માંડો એ પરિગ્રહની પાળને ! દાંત કચ-કચાવીને મચી પડો !

જ્યારે પાળ તૂટી જશે... પાપનું પાણી વહી જશે... ત્યારે એ નિર્મળ આત્મસરોવરના આરે ઉભા ઉભા તમે કોઈ જુદી જ અનુભૂતિ કરશો... તમને લાગશે કે અત્યાર સુધી પરિગ્રહમાં, સંયમનું અમી શોષાઇ ગયું હતું અને અંતરની કેસર–મહેંકતી મહાવ્રતોની વાડી કોઈએ ઉજાડી નાંખી હતી... દૃષ્ટિ પર કોઈએ અંધારૂં આંજી દીધું હતું. સાધના–આરાધનાની સમૃદ્ધ વાડી વેડાઇ ગઈ હતી અને આગણુાંમાં માત્ર ઝાંખરા જ એકઠા થઇ ગયાં હતાં... પરિગ્રહનાં પાપે સર્વવિરતિજીવન સાથેના સંબંધો ઉતરડાઈ ગયા હતા... વિરક્તિના વેશમાં તમને આસકિતએ મુંઝવી નાંખ્યા હતા.

પરિગ્રહના પાપે જ તો સાધુ મહાવ્રતોનું ઉલ્લંઘન કરવા પ્રેરાય છે. પરિગ્રહનું મમત્વ જ તો એને ક્રોધાદિ

ભરડો લીધો નથી ને ? નહીંતર તેં કરેલો ત્યાગ એળે જશે. તેં સ્ત્રીના સુખનો ત્યાગ કર્યો, તેં પુત્રી-પુત્રના સુખનો ત્યાગ કર્યો, તેં બંગલા-મોટરોની લાલસા ત્યજી દીધી ...તેં ગાદી-તકીયા અને મુલાયમ બિછાનાઓનું શાતા-સુખ ત્યજી દીધું....ભલા, હવે તારા માટે આ મારૂં એવું શું છે ? તેં સર્વ મમત્વને તોડી નાંખ્યું....તારા પર હવે કોઈ જડચેતન પદાર્થનું આધિપત્ય ન હોઈ શકે.

જોગી, તારી ચેતના જાગ્રત થઈ છે, તેં પરિગ્રહના પથ્થરોને ઉખેડીને ફેંકી દીધા છે, હવે તારા પર પુદ્ગલનો પ્રભાવ ન હોઈ શકે....દ્રવ્ય, ક્ષેત્ર, કાળ કે ભાવ કોઈનું બંધન તારા પર ન હોઈ શકે, ચેતના શક્તિ કોઈ બંધનને સ્વીકારતી નથી. જબરજસ્તીથી કોઈ એના પર નિયંત્રણ મૂકી શકતું નથી.

'મારે આવાં જ, અમુક પ્રકારનાં જ વસ્ત્ર જોઈએ, આવાં જ પાત્ર જોઈએ, આવી જ પેન....ઘડિયાળ જોઈએ, આવા જ પાટ-પાટલા જોઈએ....આવો દ્રવ્યાગ્રહ જોગી, તને ન શોભે. આ બધાં દ્રવ્યો વિના તને ન જ ચાલે...તો એ દ્રવ્યોની અપેક્ષા તારા ચિત્તને નિરંતર ક્ષુબ્ધ રાખશે.

'મારે તો ગામડામાંજ કે શહેરમાં જ રહેવું છે, અને તો નિર્જન સ્થાન જ ફાવે....મને તો લોકો ખૂબ આવતા-જતા હોય ત્યાં જ ફાવે....મારે તો ઉપાશ્રય સુંદર જોઈએ....એવા ગામમાં રહેવાનું પસંદ કરૂં છું જ્યાં ખૂબ

શકશે નહીં. સમ્યગ્ જ્ઞાન–દર્શન–ચારિત્રની આરાધનામાં લયલીન બની શકાશે નહીં...તમે સંસાર ત્યજી સાધુ બન્યા, મોહ ત્યજી મુનિ બન્યા, અંગના ત્યજી અણગાર બન્યા.. ઘણીઘણી અપેક્ષા તો તમે ત્યજી જ દીધી છે. હવે તો તમારે ઘણો ત્યાગ માનસિક ભૂમિકાએ કરવાનો છે...હવે સ્થૂલ ત્યાગમાં-થી સૂક્ષ્મ ત્યાગની ભૂમિકામાં પ્રવેશ કરવાનો છે. જે ત્યાગ કર્યો છે, એમાં જ સંતાપ ન માનો. એનેજ કલ્પના સૃષ્ટિમાં ન રાખો....પરંતુ તમારે હજુ ઘણો ત્યાગ કરવાનો છે, પુદ્ગલ નિયંત્રણમાંથી તમારે સર્વથા મુક્તિ મેળવવાની છે, એ વાત યાદ રાખો. હા, આ શરીર પણ પૌદ્ગલિક છે, એના નિયંત્રણમાંથી પણ છૂટવાનું છે....પછી બીજા પૌદ્ગલિક પદાર્થોની તો વાત જ ક્યાં! જે પૌદ્ગલિક પદાર્થોનો સંગ અનિવાર્ય છે, તેના સંગમાં પણ, એનું તમારા પર નિયંત્રણ ન જોઈએ, તમારૂં એના પર નિયંત્રણ જોઈએ...પુદ્ગલ પર તમારૂં નિયંત્રણ રાખીને એનાથી નિરપેક્ષવૃત્તિ બનીને રહો તો જ જ્ઞાનાનન્દમાં ડૂબી શકશો.

चिन्मात्रदीपको गच्छेत् निर्वातस्थानसंनिभैः ।
निष्परिग्रहतास्थैर्यं धर्मोपकरणैरपि ॥ ७ । १९९ ॥

શ્લોકાર્થ:

જ્ઞાનમાત્રનો દીપક, પવન રહિત સ્થાનના જેવા ધર્મનાં ઉપકરણો વડે પણ પરિગ્રહત્યાગરૂપ સ્થિરતાને પામે છે.

ધર્મ-સાધનોને ગ્રહણ કરવામાં અને ધારણ કરવામાં શર્ત છે એ!

નિઃસ્પૃહ વૃત્તિથી ગ્રહણ કરવું.
જ્ઞાનદીપકને જલતો રાખવો.

ભલે દિગંબરો કહે કે 'તમે પરિગ્રહી છો....જ્ઞાનમાત્રની પરિણુતિવાળા મુનિએ વસ્ત્ર ન પહેરવાં જોઈએ અને પાત્ર ન રાખવાં જોઈએ' આ વિધાનમાં તેઓ તર્ક કરે છે કે 'વસ્ત્ર પાત્રનું ગ્રહણ-ધારણ મૂર્છા વિના ન થઈ શકે.'

એમના કહેવાથી આપણે પરિગ્રહી નથી બની જતા કે તેઓ અપરિગ્રહી નથી બની શકતા! વસ્ત્ર પાત્રના ગ્રહણ-ધારણમાં મૂર્છા જો થતી જ હોય, તો ભોજન ગ્રહણ કરવામાં મૂર્છા કેમ ન થાય? શું ભોજન રાગ-દ્વેષનું નિમિત્ત નથી? શું કમંડલું અને મોરપીંછી ગ્રહણ કરવામાં ને રાખવામાં પરિગ્રહ નથી? અરે શરીર એ જ પરિગ્રહ છે....? દિગંબર મુનિ ભોજન કરે છે ને કમંડલ તથા મોરપિંછ પણ રાખે છે....કડકડતી ઠંડીમાં, ઘાસ ભરેલી લાકડાની પેટીમાં ઘસઘસાટ ઊંઘી જવું એ શરીરપરની મૂર્છા ન કહેવાય? અસંયમી સંસારી જીવોને ઔષધાદિ બતાવવાં એ અપરિગ્રહતાનું લક્ષણ કહેવાય?

હે મુનિરાજ, જો તમે શાસ્ત્રમર્યાદામાં રહીને ચૌદ પ્રકારના ધર્મોપકરણ ગ્રહણ કરો છો, તેનો ઉપયોગ કરો છો. એનાથી તમારો જ્ઞાનદીપક અખંડ રહે છે, તો તમે

मूर्च्छाछन्नधियां सर्वं जगदेव परिग्रहः ।
मूर्च्छया रहितानां तु जगदेवापरिग्रहः ॥ ८ ॥ २०० ॥

: શ્લોકાર્થ :

મૂર્છાથી જેની બુદ્ધિ ઢંકાયેલી છે તેઓને સર્વ જગત જ પરિગ્રહરૂપ છે, પરંતુ મૂર્છારહિતને જગત જ અપરિગ્રહરૂપ છે.

: વિવેચન :

પરિગ્રહ-અપરિગ્રહની કેવી માર્મિક વ્યાખ્યા કરી છે! કેટલી સ્પષ્ટ અને નિશ્ચિત! આ વિશ્વમાં એવી કઈ વસ્તુ છે કે જેને આપણે સર્વથા પરિગ્રહરૂપ કહી શકીએ અથવા અપરિગ્રહરૂપ કહી શકીએ? મૂર્છા એ પરિગ્રહ, અમૂર્છા એ અપરિગ્રહ. સંયમ-સાધનામાં સહાયક પદાર્થો અપરિગ્રહ અને સંયમ આરાધનામાં બાધક પદાર્થો પરિગ્રહ.

પર-પદાર્થોનો ત્યાગ કર્યો. ધન-સંપત્તિ, બંગલા, મોટર....આ બધું ત્યજી સાધુ બન્યા, અરે, શરીર પર વસ્ત્ર ય નહીં અને ભોજન માટે પાત્ર ય નહીં. તમે માન્યું કે 'હું અપરિગ્રહી બન્યો.' ભલે, તમારી વાત ક્ષણભર માની લઈને તમને પૂછું; પરપદાર્થોનો તમે ત્યાગ કર્યો, તે ત્યાગેલા પદાર્થો અંગેના રાગ-દ્વેષ તમને થાય છે કે નહીં? ક્યારેક ત્યાગેલા પદાર્થોનું આકર્ષણ સતાવે છે કે નહિં? અરે, શરીર તો પરપદાર્થ છે ને? શું શરીર રોગગ્રસ્ત બને છે ત્યારે શરીર-મમત્વ નથી જાગતું? શરીરનો

જેને તમે 'પરિગ્રહ' કહી શકો—એવું વાસ્તવમાં તમને કંઈ નહીં દેખાય....શું તમે એને 'અપરિગ્રહી મહાત્મા' કહેશો ? શું તમે એમને નિર્મોહી-નિર્લેપ સંત કહેશો ? ના રે ના.

કેમ ?

કેમ કે તેમને તો जगदेव परिग्रहः છે ! એની આકાંક્ષાઓએ પુરા જગતને આવરી લીધું છે....આખું જગત જ એમનો પરિગ્રહ છે જગતની સર્વ સંપત્તિ પર એણે મનથી મમત્વ કર્યું છે....!

તમારી પાસે શું છે ને શું નથી એના પર પરિગ્રહ અપરિગ્રહનો નિર્ણય ન કરો. તમે શું ચાહો છો ને શું નથી ચાહતા, એના પર પરિગ્રહ-અપરિગ્રહનો નિર્ણય કરો. હા, તમારી તપશ્ચર્યા, તમારૂં દાન....તમારૂં ચારિત્ર પાલન....એ બધાથી તમે શું ચાહો છો ? જો તમે દેવલોકનું ઈન્દ્રાસન કે મનુષ્ય લોકનું ચક્રવર્તીપદ ચાહો છો, જો તમે સ્વર્ગની અપ્સરાઓનાં ચમન-ચમન કે મર્ત્યલોકની વારાંગનાઓના સ્નેહાલિંગન ચાહો છો, તો તમે અપરિગ્રહી કેવી રીતે ?

અને, લાખો લાવણ્યમયીની મધ્યમાં બેઠેલો, વૈભવના શિખરો પર આરુઢ થયેલો....મણિખચિત સિંહાસન... રત્નજડિત સ્તંભવાળા મહેલ....કિંમતી વસ્ત્ર અલંકારો.... આ બધાથી ઘેરાયેલો હોવા છતાં જેનું 'અંતઃકરણ'

## अनुभव

આ કોઇ સંસારના ખાટા-મીઠા અનુભવોની ચર્ચા-વાર્તા નથી. આ કોઈ સામાજિક રાજકીય અનુભવોનો અધ્યાય નથી. અહીં તો છે આત્માના અગમ અગોચર અનુભવની વાત. જે અનુભવ આપણે અત્યાર સુધી કરી શકયા નથી... તેવો અનુભવ કરી જોવા માટે અહીં માર્ગદર્શન છે, પ્રેરણા-પ્રોત્સાહન છે. આત્માના પરમાનન્દનો અનુભવ જો જીવનમાં એકાદ વાર પણ થઈ જાય તો બસ! મોક્ષ સુખનું 'સેમ્પલ' પણ કયાંથી અભાગીના ભાગ્યમાં!!



તેમણે શું અને તેમને ધ્યાન-કાળમાં સ્ફૂરેલા વિચારો.... સિદ્ધાન્તો વગેરેનું 'આત્માનુભવ' કહીને વર્ણન કર્યું.

આવા અનુભવો પણ અહીં ગ્રંથકારને અભિપ્રેત નથી!

પ્રસ્તુતમાં તો અનુભવ-જ્ઞાન' ગ્રંથકાર સ્પષ્ટ કરવા ચાહે છે. તેને સમજાવવા માટે કહે છે:

સંધ્યા તમે જોઈ છે? સંધ્યાને તમે શું દિવસ કહેશો? તો શું રાત્રિ કહેશો? ના, દિવસ અને રાતથી સંધ્યા જુદી છે.... તેમ અનુભવ એ નથી શ્રુતજ્ઞાન કે નથી કેવળજ્ઞાન! શ્રુતજ્ઞાન અને કેવળજ્ઞાનથી અનુભવ જુદો છે....હા, કેવળજ્ઞાનની વધુ નિકટ જરૂર છે. સૂર્યોદય પૂર્વે અરુણોદય થાય છે ને? બસ, અનુભવને આપણે કેવળ-જ્ઞાનરૂપ સૂર્યોદય પૂર્વેનો અરુણોદય કહી શકીએ. અર્થાત્ ત્યાં મતિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી ઉત્પન્ન થતા ચમત્કાર નથી....બુદ્ધિ....મતિની કલ્પના-સૃષ્ટિ નથી....શાસ્ત્રજ્ઞાનના અધ્યયન.... ચિંતન.... મનનમાંથી પેદા થતા રહસ્યોનો અવબોધ નથી. 'મારી બુદ્ધિમાં આમ સમજાય છે....' કે 'અમુક શાસ્ત્રમાં આ પ્રમાણે કહ્યું છે....' અથવા 'મને તો અમુક શાસ્ત્રનું આ રહસ્ય સમજાય છે....' આ બધું 'અનુભવ'થી સાવ પર છે....અનુભવ તર્કથી ખૂબ ઉંચી સપાટી પર છે. અનુભવ શાસ્ત્રોના જ્ઞાન નીચે દબાયેલો નથી....અને અનુભવ બુદ્ધિ કે શાસ્ત્રથી સમજાય એવો પણ નથી....!

તામાં ડૂબી ગયા છીએ ..પરભાવની રમણતા યથાર્થ વસ્તુ-સ્વરૂપના અજ્ઞાનને આભારી છે. જેમ જેમ વસ્તુસ્વરૂપનું અજ્ઞાન દૂર થતું જાય તેમ તેમ આત્મરમણતા આવતી જવાની અને પરભવમાં ભટકવાનું ઓછું થતું જવાનું. 'અનુભવ' તરફની ઉદ્ધર્વગામી ગતિ...આરંભાશે, એ શાશ્વત....પરમ જ્યોતિમાં ભળી જવાની ઊંડી તત્પરતા પ્રગટ થશે...ત્યારે જીવનની જડતાને ભેદી અનુભવના આનંદને વરવાનું અપ્રતિમ સાહસ પ્રગટી જશે...ત્યારે અજ્ઞાનના ઓથાર નીચે ભીંસાતી ચેતના જ્ઞાનજ્યોતિના કિરણોનો પ્રસાદ પ્રાપ્ત કરી પરમ તૃપ્તિ અનુભવશે.

व्यापारः सर्वशास्त्राणां दिक्प्रदर्शन एव हि ।
पारं तु प्रापयत्येकोऽनुभवो भववारिधेः ॥ २ ॥ २०२ ॥

શ્લોકાર્થ

સર્વ શાસ્ત્રોનો ઉદ્યમ દિશા બતાવનાર જ ખરેખર છે, પરંતુ એક અનુભવ જ સંસાર સમુદ્રને પાર પમાડે છે.

: વિવેચન :

કેવો કર્કશ કોલાહલ મચ્યો છે !

શાસ્ત્રાર્થ અને શબ્દાર્થના એકાંત આગ્રહે હલાહલથી ય વધુ દારુણ વિષ રેલાવ્યું છે...એ વિષના ફૂત્કારો પેલા ફણિધરના ફૂત્કારોને પણ લજવી રહ્યા છે....! કોઈ કહે છે 'અમે ૪૫ આગમ માનીએ છીએ.' કોઈ કહે છે 'અમે

શાસ્ત્રોના સરંજામ અને ઉપદેશો આપણી આત્મભૂમિ પર દેકારો દેવા ભલે ધસમસતા આવે, પરંતુ વિષય-કષાયના અગન ગોળા ક્ષણુ બે-ક્ષણુમાં એ શાસ્ત્ર-સરંજામનો ખુરદો બોલાવી દે છે...એના દૃષ્ટાંતો શોધવા જવા પડે એમ નથી...નિગોદમાં પછડાટ ખાઈને પડેલા કોઈ ચૌદપૂર્વધરને પૂછી જુઓ કે એમનું સર્વોત્કૃષ્ટ શાસ્ત્રજ્ઞાન એમને કેમ ન બચાવી શક્યું? વિષય-કષાયની તુંડમિજાજીમાંથી છૂટેલાં કાળાં બાણુ જ્યારે છાતીને ચીરી નાખે છે....ત્યારે શાસ્ત્રોનું કવચ પોકળ નિકળે છે....માટે અત્યાર સુધી કર્મો સામે ઝઝુમવા માત્ર શાસ્ત્રો લઈને, એના જ વિશ્વાસે નિકળી પડીને આપણે જિંદગી આખી પસ્તાવો રહે, એવી થાપ ખાધી છે. માટે ગ્રંથકાર પ્રસ્તુતમાં ખૂબ સ્પષ્ટ ભાષામાં કહી દે છે કે "શાસ્ત્રો તો તમને માત્ર દિશાજ્ઞાન જ આપશે!'

તો અમને ભવસાગરથી કોણુ તારશે?

ચિંતા ન કરો. 'અનુભવ' આપણુને ભવસાગરથી તારશે. એ 'અનુભવ' સુધી પહોંચવાનો માર્ગ શાસ્ત્ર બતાવશે! કોઈ મનઃકલ્પિત માર્ગે ચાલ્યા ગયા તો 'અનુભવ' પાસે નહીં પહોંચો! અને કોઈ માનસિક 'ભ્રમણાં'ને 'અનુભવ' સમજીને કૃતકૃત્યતા અનુભવશો એનાથી આત્માની કોઈ પ્રગતિ નહીં થાય. દિશાજ્ઞાન તો શાસ્ત્ર પાસેથી જ મેળવજો. જેમ જેમ તમે 'અનુભવ'ના શિખર ઉપર ચઢતા જશો તેમ તેમ તમારી પર-પરિણુતિ નિવૃત્ત થતી જશે, પર-પુદ્ગલનાં આકર્ષણો ગળતાં જશે. આત્મ-રમણુતાની

સિવાય શાસ્ત્રની સેંકડો યુક્તિઓ વડે પણ જાણવા યોગ્ય નથી, એવી પંડિતોએ કહ્યું છે.

: વિવેચન :

શુદ્ધ બ્રહ્મ!

વિશુદ્ધ આત્મા!

પાંચે ઈન્દ્રિયોનું એ ગજું નહીં કે તેઓ શુદ્ધ બ્રહ્મને જાણી શકે. કોઈપણ આવરણ વિનાના વિશુદ્ધ આત્માનો અનુભવ કરવાની શક્તિ બિચારી ઈન્દ્રિયોમાં ક્યાંથી હોય? અર્થાત્ કાન એ શુદ્ધ બ્રહ્મનો ધ્વનિ સાંભળી ન શકે, આંખો શુદ્ધબ્રહ્મને નિહાળી ન શકે, નાક એને સુંઘી ન શકે, જીભ એને ચાખી ન શકે અને ચામડી એને સ્પર્શી ન શકે.

ભલે શાસ્ત્રોની યુક્તિઓ-તર્કો આત્માનું અસ્તિત્વ સિદ્ધ કરે, ભલે બુદ્ધિની કુશાગ્રતા નાસ્તિકોનાં હૈયામાં આત્માની સિદ્ધિ સ્થાપિત કરી દે પરંતુ આત્માને જાણવો એ શાસ્ત્રોના ગજા બહારની વાત છે, બુદ્ધિની મર્યાદા બહારની વાત છે. જાણો છોને કે શાસ્ત્ર અને બુદ્ધિના કોથળા ભરી રાજા પ્રદેશી પાસે જનારા કેવા વિલખા પડી ગયા હતા? રાજા પ્રદેશીને તે વિદ્વાનો શાસ્ત્ર કે બુદ્ધિથી આત્માને ઓળખાવી ન શક્યાં! ઈન્દ્રિ-યોના માધ્યમથી આત્માને જોવાના આગ્રહવાળા પ્રદેશી રાજાએ કેવો જુલ્મ ગુજાર્યો હતો? પરંતુ જ્યારે કેશી આચાર્ય એને મળ્યા. ઈન્દ્રિયોને અગોચર, ઈન્દ્રિયોથી

ગુફાઓમાં કે આશ્ર
શ્યકતા છે અંતરંગ સાધનાની. આવશ્યકતા છે શાસ્ત્રોના વિવાદોથી પર થવાની અને આવશ્યકતા છે તર્ક-વિતર્કના વિષમ વમળોમાંથી બહાર નિકળી જવાની.

આત્માનુભવ કરવા માટે આત્માનુભવીઓના સંસર્ગમાં રહેવું જોઇએ. આજુબાજુની દુનિયાજ બદલાઇ જવી જોઇએ. આત્મધ્યાનમાં લીન બનવાનો પ્રયત્ન ચાલુ થવો જોઇએ. બીજી બધી જ ઇચ્છાઓ, કામનાઓ અને અભિલાષાઓને દફનાવી દેવી જોઇએ. આ રીતે કરેલો આત્માનુભવ સંસાર સાગરનો પાર પમાડે છે.

હા, આત્માનુભવોનો ઢોંગ કરે નહીં ચાલે. દિન રાત વિષય-કષાય અને પ્રમાદમાં આળોટતો માનવી કોઈ અડધો કલાક કે એક કલાક કોઇ એકાંત સ્થાનમાં બેસી જઇ, વિચાર શૂન્ય થઈ જઈ કે સોઽહંનો જાપ જપી લઇ માની લે કે મને આત્માનો અનુભવ થઈ ગયો તો તે આત્મવંચના થશે. આત્માનુભવીનું સમગ્ર જીવન બદલાઈ જાય. એને તો વિષયો વિષના પ્યાલા લાગે અને કષાયો ફણિધરની પ્રતિકૃતિ લાગે. પ્રમાદ એની પાસે પણ ન ફરકે. આહાર-વિહારમાં તે સામાન્ય માનવીમાંથી ઘણો ઊંચો ઉઠેલો હોય. આત્માની અનુભૂતિનો એને એટલો બધો આનંદ હોય કે એને બીજા બધા જ આનન્દ તુચ્છ લાગે. પરમાત્મસ્વરૂપને પામવા માટે આત્માનુભવ વિના બીજા બધા જ પ્રયત્ન વ્યર્થ છે. એ તાત્પર્ય છે.

આજે બુદ્ધિથી, તર્કથી જ બધું સમજવાનો આગ્રહ વધતો જાય છે. બુદ્ધિ અને તર્કથી સમજાય અને ઇન્દ્રિયોથી અનુભવાય તેને જ માનવાની વૃત્તિ પ્રબળ બનતી જાય છે. જે બુદ્ધિથી ન સમજાય કે તર્કથી સિદ્ધ ન થાય તેને અવગણી નાંખવાનું તોફાન પણ વધી રહ્યું છે. ત્યારે શ્રી ઉપાધ્યાયજીનું આ કથન જગજાહેર કરવું આવશ્યક છે.

બુદ્ધિથી ન સમજી શકાય એવું કોઈ તત્ત્વ શું આ અનંત વિશ્વમાં છે જ નહીં? શું વિશ્વમાં બુદ્ધિથી અણ-ઉકેલાયેલી કોઈ સમસ્યા જ નથી રહી? કોઈ પ્રશ્ન જ નથી રહ્યો. સેંકડો, હજારો એવી સમસ્યાઓ આજના વૈજ્ઞાનિકોની સામે પડેલી છે કે જેનો ઉકેલ તેઓ બુદ્ધિથી લાવી શક્યા નથી.

કદાચ તમે કહેશો: જેમ જેમ બુદ્ધિનો વિકાસ થશે તેમ તેમ એ સમસ્યાઓનો પણ ઉકેલ આવી જશે.!

બુદ્ધિમાં હંમેશાં તરતમતા રહેતી હોય છે. બુદ્ધિ હંમેશાં અપૂર્ણ રહે છે. અપૂર્ણ બુદ્ધિ પૂર્ણ ચૈતન્યના સાક્ષાત્કાર વિના કે એના પર શ્રદ્ધા સ્થાપિત કર્યા વિના સર્વ સમસ્યાઓનું સમાધાન શક્ય નથી.

આકાશનાં ચાંદને આંબી જનારૂં આજનું વિજ્ઞાન પૃથ્વી પરના માનવોની દરિદ્રતાની સમસ્યા હલ કરી શકતું નથી! અન્નનો પ્રશ્ન ઉકેલી શકતું નથી, માનસિક અશાન્તિ ટાળી શકતું નથી! છતાં વિજ્ઞાનનાં ગાણાં ગાતા

સુધા પાઠનો સફળ થયા નથી, એમ કહીને આપણને માર્ગ બદલવાની પ્રેરણા આપી છે. આત્માનુભવના માર્ગે ચાલવા માટે પ્રોત્સાહિત કર્યા છે.

શાસ્ત્રો અને વિદ્વાનો તો માત્ર માર્ગદર્શક છે, એમના પાસે જ ઉભા રહેવાથી કાર્યસિદ્ધિ નહીં થાય.

केषां न कल्पनादर्वी शास्त्रक्षीरान्नगाहिनी ।
विरलास्तद्रसास्वादविदोऽनुभवजिह्वया ॥ ५ ॥ २०५ ॥

: શ્લોકાર્થ :

કોની કલ્પનારૂપ કડછી શાસ્ત્રરૂપ ક્ષીરમાં પ્રવેશ કરનારી નથી? પરંતુ થોડા (જ) અનુભવરૂપ જીભ વડે શાસ્ત્રના રસના આસ્વાદને જાણનારા છે.

: વિવેચન :

ઘરકામમાં મશગુલ રહેનારી ભારતીય નારીને જાણે અનુભવ જ્ઞાનનું વિજ્ઞાન ન સમજાવતા હોય! તેમ શ્રી ઉપાધ્યાયજી રસોડાનાં ઉપકરણો લઈ સમજાવવા બેસી જાય છે!

આ ચુલા પર ઉકળી રહેલી ખીર જુઓ. તેમાં કડછી (ખીર ને હલાવવાનો તાવેતો) નાખીને તમે ખીરને હલાવી શકો છો. એને બળવા દેતા નથી ....પણ કડછીથી ખીરને હલાવવા માત્રથી ખીરનો રસાસ્વાદ તમે માણી શકો? ના.

ચર્મદૃષ્ટિથી ન થઈ શકે, શાસ્ત્રદૃષ્ટિથી નહીં થઈ શકે.
માટે જોઈએ અનુભવદૃષ્ટિ.

લિપીમયી દૃષ્ટિ.

વાઙ્‌મયી દૃષ્ટિ.

મનોમયી દૃષ્ટિ.

આ ત્રણે દૃષ્ટિનો સમાવેશ શાસ્ત્રદૃષ્ટિમાં થાય છે. આ ત્રણે દૃષ્ટિઓ વિશુદ્ધ આત્મસ્વરૂપને જોવા અસમર્થ છે.

'લિપી' સંજ્ઞાક્ષરરૂપ હોય છે. ચાહે એ લિપી ગુજરાતી હોય, સંસ્કૃત હોય કે કોઈ પણ હો, કેવળ અક્ષરોની દૃષ્ટિથી પરમ બ્રહ્મનું દર્શન થાય નહીં. વાઙ્‌મયી દૃષ્ટિ વ્યંજનાક્ષરરૂપ છે. અર્થાત્ અક્ષરોનું ઉચ્ચારણ કરવા માત્રથી પરમ બ્રહ્મનું દર્શન થાય નહીં. મનોમયી દૃષ્ટિ છે અર્થના પરિજ્ઞાનરૂપ, અર્થાત્ ગમે તેટલું અર્થજ્ઞાન મળે, છતાં એના દ્વારા સર્વ ક્લેશરહિત આત્મસ્વરૂપનું પ્રત્યક્ષ ન થઈ શકે.

કોઈ કહેતું હોય કે 'પુસ્તકો વાંચીને, ગ્રંથો વાંચીને પરમબ્રહ્મનું દર્શન થાય છે.' તે ભ્રમ છે. કોઈ કહેતું હોય કે–'કોઈ શ્લોક, શબ્દ કે અક્ષરોનું ઉચ્ચારણ કરવાથી આત્માનું દર્શન થાય છે' તે પણ યથાર્થ નથી. કોઈ કહે કે–'શાસ્ત્રોના એક એક શબ્દનો અર્થ સમજો, તો આત્માનો સાક્ષાત્કાર થશે.' આ પણ માનવા જેવું નથી.

આત્માનું.... કર્મોના આવરણોથી મુક્ત વિશુદ્ધ આત્માનું દર્શન કરવા માટે જોઈએ કેવળજ્ઞાનની દૃષ્ટિ!

, તેમાં મન રાગી-દ્વેષી ન બને અને મધ્યસ્થતા ધારણ કરે,
ા એ આત્મસ્વરૂપની નિકટતા પ્રાપ્ત કરી શકે. બાકી
ક્ષણે ક્ષણે ક્રોધાદિ કષાયોમાં રાચતા, શબ્દાદિ વિષયોમાં
આકર્ષાતા, હિંસાદિ આશ્રવોમાં રમતા આપણે વિશુદ્ધ આત્મ-
સ્વરૂપના દર્શનની વાત પણ કરવા અધિકારી છીએ ખરા? ચર્મ-
દૃષ્ટિ અને વ્યવહારદૃષ્ટિમાં જ અટવાઈ ગયેલા આપણે ભલે
'આત્મદર્શન' પર મોટાં ભાષણો આપીએ...આપણને પોતાને
એની કોઈ અસર થતી નથી.

न सुषुप्तिरमोहत्वान्नापि च स्वापजागरौ ।
कल्पनाशिल्पविश्रान्तेस्तुर्यैवानुभवो दशा ॥ ७ ॥ २०७ ॥

શ્લોકાર્થ

મોહરહિત હોવાથી ગાઢ નિદ્રારૂપ સુષુપ્તિદશા નથી,
સ્વપ્ન અને જાગ્રત દશા પણ નથી. કલ્પનારૂપ કારીગરીનો
અભાવ હોવાથી અનુભવરૂપ ચોથી જ અવસ્થા છે.

વિવેચન

અનુભવદશા !!!

શું એ સુષુપ્તિદશા છે? શું એ સ્વપ્નદશા છે? શું
એ જાગ્રત દશા છે? આ ત્રણ દશાઓમાંથી શું કોઈનામાં ય
આ અનુભવદશાનો સમાવેશ થાય એમ નથી? કેમ નહીં?
આવો, આપણે વિચારીએ.

(૧) સુષુપ્તિદશા નિર્વિકલ્પ છે. અર્થાત્ સુષુપ્તિમાં મન-
નો કોઈ વિચાર કે વિકાર હોતો નથી....પરંતુ આત્મા મોહનો

ફૂટી પડવાથી અંતર-મનમાં ઘર કરીને રહેલી મોહદશા ધોવાઈ જતી નથી. શૂન્યમાંથી વાસ્તવિકતામાં આવતાં જ સ્ત્રી-ધન-ભોજન-મિત્ર-પરિવાર તરફની મોહ-વૃત્તિઓ ઉછળી પડે છે! અનુભવદશામાં આવું ન બને, એ દશામાં તો દિવસે કે રાતે જંગલમાં કે શહેરમાં....સર્વદા અને સર્વત્ર મોહ-રહિત અવસ્થા! કોઈ રાગના આલાપ-પ્રલાપ નહીં. કોઈ દ્વેષના ઉકાળા-ઉછાળા નહીં....ત્યાં હોય છે વાસ્તવિક આત્મ-દર્શનનો અપૂર્વ આનંદ અને એકસમાન આત્માનુભૂતિ.

શૂન્યતામાં આત્મસાક્ષાત્કારની વાતો કરનારા જ્યારે શૂન્યતાના સમુદ્રમાં ડૂબકી મારીને બહાર નિકળે છે ત્યારે તેમનું મન આ સંસારનાં શબ્દ-રૂપ-રસ-ગંધ અને સ્પર્શને ભોગવવા કેટલું આતુર હોય છે, એ જોવું હોય તો એ આચાર્ય રજનીશની શિબિરમાં જઈને જુઓ. ભોગ-વિલાસની એ બેફામ દુનિયામાં 'આત્માનુભૂતિ' કરવા જનારા આજના બુદ્ધિશાળીઓની બુદ્ધિને ધન્યવાદ આપવા કે ધિક્કાર?

ક્યારે ક એ પ્રોફેસર (આચાર્ય!) પ્રકૃતિનો....નિસર્ગ-નો કલ્પના-લોક પોતાની સાહિત્યિક ભાવથી સર્જી દે છે અને એ કલ્પનામાં આત્મદર્શન....આત્માનુભુતિ કરાવવાનો દંભ કરે છે. શું વિચારશૂન્યતા=આત્માનુભૂતિ? શું નિસ-ર્ગનું માનસિક કલ્પના-ચિત્ર એ આત્માનુભૂતિ? તો તો વિચારશૂન્ય એકેન્દ્રિય વગેરે જીવોને આત્મસાક્ષાત્કાર થયેલો માનવો જોઈએ! નિસર્ગના ખોળે જ રહેતાં પશુ-પક્ષીઓ ને આત્માનુભૂતિના ફિરસ્તા માનવા જોઈએ.

શાસ્ત્રોનું જ્ઞાન એવું મેળવવાનું છે કે 'શાસ્ત્ર' અમારી દૃષ્ટિ' બની જાય. 'ચર્મદૃષ્ટિ' ઉપર 'શાસ્ત્રદૃષ્ટિ'ના ચશ્મા ચઢી જવા જોઈએ. જે કંઈ જોવાનું, સાંભળવાનું કે વિચારવાનું, તે શાસ્ત્રના અનુસારે !

કુરગડુ મુનિના પાત્રમાં પેલા ચાર–ચાર મહિનાના ઉપવાસ કરી રહેલા મુનિઓ રોષથી થૂંક્યા હતા ત્યારે કુરગડુ મુનિએ 'થૂંક'ને શાસ્ત્રદૃષ્ટિથી જોયું હતું. તપસ્વીઓના તિરસ્કારયુક્ત વચનો શાસ્ત્રદૃષ્ટિથી સાંભળ્યાં હતાં અને પોતાના તરફ ઘૃણા બતાવનારા એ મુનિઓ તરફ શાસ્ત્રદૃષ્ટિથી જોયું હતું !

(૧) ચર્મદૃષ્ટિએ 'થૂંક' બતાવ્યું, શાસ્ત્રદૃષ્ટિએ તેને 'ઘી' બતાવ્યું ! આ તો લુખ્ખા ભાતમાં આ તપસ્વીઓએ 'ઘી' નાંખ્યું ! 'તપસ્વીઓના મુખનું અમૃત !'

(૨) ચર્મદૃષ્ટિથી જે વચનો તિરસ્કારભર્યાં લાગે, શાસ્ત્રદૃષ્ટિથી એ વચનો 'પવિત્ર પ્રેરણાનો પ્રવાહ' લાગ્યો !–'હું આજે સંવત્સરીના મહાપર્વમાં પેટ ભરનારો છું.... મને આ તપસ્વીઓએ અણાહારી પદની પ્રેરણા આપી !'

(૩) ચર્મદૃષ્ટિ એ તપસ્વીઓને 'ક્રોધી.... અભિમાની' બતાવતી હતી, શાસ્ત્રદૃષ્ટિ એ મુનિવરોને મોક્ષમાર્ગના યાત્રિક બતાવતી હતી ! મોક્ષમાર્ગદર્શક બતાવતી હતી.

શાસ્ત્રદૃષ્ટિથી એ કુરગડુ મુનિએ અનુભવનું અમૃત મેળવ્યું ! થોડી જ ક્ષણોમાં એ અનુભવદૃષ્ટિથી એમણે

માથાનો મુગટ લઈ શત્રુને મારવા જતાં મુંડાયેલું મસ્તક
જ જોયું...ને દૃષ્ટિ-પરિવર્તન થયું! શાસ્ત્રદૃષ્ટિએ તેમને
અધોગતિમાંથી ઊંચક્યા...ખૂબ જ ઝડપથી...દ
તેમને 'કેવળજ્ઞાન'ની ભૂમિકાએ લાવી મૂકી દીધા.

શાસ્ત્રોનું અધ્યયન 'શાસ્ત્રદૃષ્ટિ' માટે કરી, તેના દ્વા
દર્શન કરવાથી, પરમબ્રહ્મ-અન્યનિરપેક્ષ પર
પામી શકાશે.



मोक्षेण योजनाद् योगः सर्वोऽप्याचार इष्यते ।
विशिष्य स्थानवर्णार्थालम्बनैकाग्र्यगोचरः ॥ १ ॥ २०९॥

: શ્લોકાર્થ :

મોક્ષની સાથે આત્માને જોડવાથી બધો ય આચાર ોગ કહેવાય છે. વિશેષ કરીને સ્થાન (આસનાદિ), વર્ણ અક્ષર), અર્થજ્ઞાન, આલંબન અને એકાગ્રતા વિષયક છે.

: વિવેચન :

ભોગ અને યોગ!

ભોગ ઉપરથી દષ્ટિ ઉઠે તો યોગ ઉપર દષ્ટિ જામે. ોગોની ભૂતાવળ જ્યાં સુધી જીવના મન-વચન-કાયા ર અધિકાર જમાવીને બેઠી હોય ત્યાં સુધી યોગમાર્ગ ખાય જ નહીં. વિષયસુખોનો ભોગી યોગમાર્ગને દુઃખથી રેલો જુએ છે.

પરંતુ વૈષયિક સુખો પ્રત્યે વિરાગી બનેલો શ સ્ર ષ્ટિવાળો સાધક એવો માર્ગ શોધે છે કે જે માર્ગ પર ાલી તે પરમસુખ પ્રાપ્ત કરી શકે. માર્ગની કઠિનાઈ, ય કે મુશ્કેલીઓ એને મન તુચ્છ હોય છે. એના ાત્મામાં ઉલ્લસી રહેલો સત્ત્વભાવ વિઘ્નોને અવગણી ંખે છે અને એને પ્રગતિના પથ પર અગ્રેસર બનાવે છે.

સંસાર અને મોક્ષ, બંનેને જોડનારો માર્ગ છે ાગમાર્ગ. 'મોક્ષેણ યોજનાદ્ યોગઃ' આત્માનો જે મોક્ષ

આ પાંચ પ્રકારોમાં પહેલો પ્રકાર 'આસન'નો છે. દરેક યોગાચાર્યોએ યોગનો પ્રારંભ આસનથી બતાવેલો છે. અષ્ટાંગ યોગમાં ય પ્રથમ આસન છે. 'આસન' દ્વારા શરીરની ચંચળતા દૂર કરવાની હોય છે. જ્યાં સુધી શરીર સ્થિર ન બને; ત્યાં સુધી મનની સ્થિરતા થતી નથી.

આપણી ધાર્મિક ક્રિયાઓ—સામાયિક, પ્રતિક્રમણ વગેરેમાં આ 'આસન'નું મહત્વ રહેલું છે. સામાયિકમાં સુખાસન, પદ્માસન, સિદ્ધાસનથી બેસવામાં આવે અને પછી સ્વાધ્યાય, જાપ વગેરે કરવામાં આવે તો સામાયિકની ધર્મક્રિયા પ્રભાવોત્પાદક બની જાય. પ્રતિક્રમણમાં 'કાઉસ્સગ્ગ' જે કરવામાં આવે છે તે પણ આસન છે. તે માટે કાઉસ્સગ્ગના દોષો ટાળવાનું લક્ષ જોઇએ.

તેવી રીતે મુદ્રાઓનું પણ લક્ષ જોઇએ. કઈ ક્રિયામાં કેવી મુદ્રા રાખવાની હોય છે, તેનું જ્ઞાન જોઈએ. તેવી રીતે સૂત્રોના અર્થનું જ્ઞાન અને એનો ઉપયોગ જોઇએ. ઉચ્ચારણ પણ શુદ્ધ જોઈએ. પ્રતિમા, સ્થાપના વગેરે જે કોઈ આલંબન સામે હોય તેમાં દૃષ્ટિ સ્થિર રાખવી જોઈએ. તો એ મહાન યોગ બને. અને એ યોગ આત્માને મોક્ષ સાથે જોડી આપે.

બેસવાનો ઢંગ નહીં, સૂત્રોચ્ચારણની શુદ્ધિ નહીં, અર્થોપયોગ પ્રત્યે ઉપેક્ષા, મુદ્રાઓનો ખ્યાલ નહીં અને આલંબન પ્રત્યે બેદરકારી! આવો યોગ આત્માને મોક્ષ

શું એ કાઉસ્સગ્ગ એના નિયમો મુજબ થાય છે? કાઉસ્સગ્ગ કેવી રીતે કરવો, એનું શિક્ષણ લીધા વિના કાઉસ્સગ્ગ કરનારા 'સ્થાન-યોગ'ની ઉપેક્ષા નથી કરી રહ્યા? અરે, એ જ ખ્યાલ નથી કે કાઉસ્સગ્ગ એ યોગ છે! પદ્માસન વગેરે આસન યોગ છે! યોગમુદ્રા વગેરે મુદ્રાઓ યોગ છે! કઈ ક્રિયા કરતી વખતે કયી મુદ્રા રાખવી જોઈએ, એનો ખ્યાલ કેટલા જીવોને?

'વર્ણ-યોગ'ની આરાધના ક્રિયાયોગ છે. સામાયિકાદિ સૂત્રોનું ઉચ્ચારણ કેવું કરીએ છીએ? શું એમાં શુદ્ધિનું લક્ષ છે? એમાં સંપદાઓ (અલ્પવિરામ, પૂર્ણ વિરામ)નું ધ્યાન રહે છે? એક નવકારમંત્રનું ઉચ્ચારણ પણ શુદ્ધ છે? જો આ રીતે સ્થાનયોગ અને વર્ણયોગનું પાલન ન કરીએ અને ક્રિયાઓ કરે જઈએ છતાં ક્રિયાયોગના આરાધક કહેવાઈએ?

હવે વિચારો 'જ્ઞાનયોગ'ની ઉપાસના.

સૂત્રોના અર્થનો અવબોધ હોવો જોઈએ. ક્રિયાયોગમાં મનની સ્થિરતા, ચિત્તની પ્રસન્નતા તો જ પ્રાપ્ત થાય કે એના અર્થનું જ્ઞાન હોય, અર્થજ્ઞાન એવી રીતે મેળવવું જોઈએ કે સૂત્રોનું આલંબન લીધા વિના સીધી અર્થોની સંકલના ચાલે અને એના ભાવપ્રવાહમાં મન તણાતું જાય.

'અમને ધર્મ ક્રિયાઓમાં આનંદ આવતો નથી.' આ ફરિયાદ વ્યાપક બનતી જાય છે, પરંતુ આનંદ

ચારે એ આલંબન દ્વારા એના પ્રેમની ઉત્કટતા પ્રગટે ા, ત્યારે એ પાંચમા યોગમાં ચાલ્યો જાય છે.

'રહિત' યોગમાં કોઈ વિકલ્પ, વિચાર, કલ્પનાને થાન નથી. તે તદ્રૂપ બની જાય છે પછી એને વિચાર ાનો કરવાનો ?

આ રીતે ક્રિયાયોગ અને જ્ઞાનયોગને સમજીને મુનિ એને આરાધે છે. જ્યારે અપુનર્બંધક, શ્રાવક વગેરેમાં આ યોગનો પ્રારંભ થયેલો હોવાથી એમનામાં યોગબીજ હોય છે.

कृपानिर्वेदसंवेग प्रशमोत्पत्तिकारिणः ।
भेदाः प्रत्येकमत्रेच्छाप्रवृत्तिस्थिरसिद्धयः ॥ ३ ॥ २११ ॥

શ્લોકાર્થ

અહીં પ્રત્યેક યોગના ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા અને સિદ્ધિ એ ચાર ભેદો છે. તે કૃપા, સંસારનો ભય, મોક્ષની ઇચ્છા અને પ્રશમની ઉત્પત્તિ કરનારા છે.

: વિવેચન :

પાંચ યોગ, દરેકના ચાર-ચાર પ્રકાર, કુલ વીસ પ્રકાર, પ્રત્યેક યોગના ઈચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા અને સિદ્ધિ, આ ચાર ભેદ છે.

પહેલો યોગ છે 'સ્થાન.' આસન અને મુદ્રાઓની ઈચ્છા જાગ્રત થાય. પછી તેમાં પ્રવૃત્તિ થાય. અર્થાત્ જે ધર્મક્રિયામાં જે આસન અને મુદ્રા રાખવાના હોય

એ પ્રશંસા કરે. પછી એવા યોગી બનવાના ઉપાયોમાં પ્રવૃત્તિ કરે. મન સ્થિર બનતું જાય અને એવો નિરાલંબન યોગી બની જાય કે બીજા જીવોને પણ તે પોતાના યોગ તરફ આકર્ષે.

આ યોગોથી આત્મામાં અનુકંપા, નિર્વેદ, સંવેગ અને પ્રશમ પ્રગટ થાય છે. અર્થાત્ આત્માનું સંવેદન એવું બની જાય.

દુઃખી જીવોને જોઇ એના હ્રદયમાં એમનું દુઃખ દૂર કરવાની ભાવના જાગે. દ્રવ્યથી દુઃખી અને ભાવથી દુઃખી–બંને પ્રકારના દુઃખી જીવોના દુઃખ દૂર કરવાની ઈચ્છા થાય. એ દુઃખીઓની ઉપેક્ષા ન કરી શકે.

સંસારનાં સુખોથી તે વિરક્ત બને. સંસારને તે કારાવાસ જુએ, સ્મશાનસમાન જુએ. મુક્ત થવાની જ પેરવી કરતો હોય, સંસારનાં સુખો, ભલે ચક્રવર્તીનાં હો કે ઈંદ્રનાં હો, એના તરફ એ આકર્ષાય નહીં.

એ યોગીનું મન આત્માની પરિશુદ્ધ અવસ્થા પ્રાપ્ત કરવા જ તલસી રહ્યું હોય. 'ક્યારે મારો મોક્ષ થશે ?' આ તમન્ના સદૈવ હોય. મોક્ષ દશાનાં સુખો તરફ તે આકર્ષાયેલો હોય.

ઉપશમનો તો સાગર હોય. કષાયોનો ધમધમાટ એના તન–મનમાં દેખાય નહીં. કષાયો એના મનને ડહોળી ન શકે. એનું સુખ હંમેશા પ્રશાંતભાવથી દેદિપ્યમાન હોય. આ ઈચ્છાદિયોગોનું ફળ છે, કાર્ય છે.

સ્મશાનમાં કાઉસ્સગ્ગ ધ્યાને ઉભેલા અયવંતી સુકુમાલ મુનિની વાર્તા કહો, એ નિમગ્ન થઈ જશે! એને તમે કૃષ્ણવાસુદેવના ભાઈ ગજસુકુમાળ મુનિની કહાની સંભળાવો એ લીન થઇ જશે. એને તમે ખંધક મુનિ કે ઝાંઝરીયા મુનિની કથા કહો, એ ભૂખ-તરસ ભૂલી જશે.! એને તમે 'ઈચ્છાયોગી' માનજો. હા એમ ન સમજશો કે આ વાર્તાઓ બધાને ગમી જાય! બધાને નથી ગમતી આ વાર્તાઓ. ઈચ્છાયોગીને જ ગમે છે. સાથે સાથે આવા ઈચ્છાયોગીને આજના યુગની કાલ્પનિક ડીટેકટીવ વાર્તાઓ, સામાજીક શૃંગારિક કથાઓ, વિજ્ઞાનની ચમત્કારિક કહાનીઓ.... નિરસ લાગે છે. અને એ વાંચવી ય ન ગમે-સાંભળવી પણ ન ગમે. એને દેશ-વિદેશની વાતો, રાજાઓ અને મંત્રીઓની -સત્તાના સિંહાસનની ચારેકોર પથરાએલી વાતો પણ ન ગમે, એને દેશ-વિદેશની સ્ત્રીઓ, તેમના પહેરવેશ કે તેમની ફેશનોની અજાયબ વાતો રસહીન લાગે. તેમને ભોજનના વૈવિધ્યની વાતો ય ન ગમે.

(૨) જેને જે ખૂબ ગમે, તે મેળવવા કે તેવા બનવા તે પ્રયત્ન કરે છે, ઈચ્છાયોગી તેવા શુભ ઉપાયોનું પાલન કરવા તત્પર બને છે. એનો આદર્શ કોઇ 'યોગી' બની જાય છે. પછી તે આદર્શ આનંદઘનજી પણ હોય અને યશોવિજયજી પણ હોય. તેમના જેવા યોગી બનવા તે શુભ-પવિત્ર ઉપાયોનું પાલન કરે છે.

(૩) શરુઆતમાં તેનો પુરુષાર્થ ખોડ-ખાંપણવાળો

મોક્ષ સાથે જોડી આપનાર ધર્મ યોગોની આરાધનામાં આ સ્થાનાદિયોગો ભળવા જોઈએ. પ્રત્યેક ધર્મક્રિયા મોક્ષ સાથે આત્માને જોડી આપવાનું સામર્થ્ય ધરાવે છે. પરંતુ જે રીતે તે ધર્મક્રિયા થવી જોઈએ, તે રીતે થવી જોઈએ. ઉત્તરોત્તર એ ધર્મક્રિયાને વિશુદ્ધ અને અતિચાર-રહિત બનાવવાની જાગ્રતિ હોવી જોઈએ. ધ્યેયશૂન્ય, વિચાર-શૂન્ય ધર્મક્રિયા આત્માનું કલ્યાણ સાધી શકતી નથી.

अर्थालम्बनयोश्चैत्यवन्दनादौ विभावनम् ।
श्रेयसे योगिनः स्थानवर्णयोर्यत्न एव च ॥ ५ ॥ २१३ ॥

શ્લોકાર્થ

ચૈત્યવંદનાદિ ક્રિયામાં અર્થ અને આલંબનનું સ્મરણ કરવું અને સ્થાન તથા વર્ણમાં ઉદ્યમ જ યોગીના કલ્યાણ માટે છે.

: વિવેચન :

યોગી !

ઉર્ધ્વગામી ગતિશીલતા !

પરમ જ્યોતિમાં ભળી જવાની ઊંડી તત્પરતા!

અંધકારમાં ઉજાસ પાથરવાનું, અસત્યને ફિટાવી સત્યની સ્થાપના કરવાનું, મૃત્યુની જડતાને ભેદી અમરતાને વરવાનું અપ્રતિમ સાહસ કરનાર યોગી!

યોગી કલ્યાણ ચાહે છે! સુખ ચાહે છે! પણ યોગી જે સુખ ચાહે છે તે સંસારની હાટડીઓમાં મળતું નથી. હા, એ

કાબુ ધરાવે છે. યોગમુદ્રા વગેરે મુદ્રાઓ સિદ્ધ કરી શરીરને આજ્ઞાધીન બનાવે છે. તે માટે આહાર-વિહાર અને નિહારના નિયમોનું ચુસ્ત પાલન કરે છે. પ્રમાદ કે અશક્તિથી પોતાના શરીરને બચાવી 'સ્થાન' યોગને માટે સુયોગ્ય બનાવે છે.

ત્યારપછી પોતાના દૈનિક જીવનમાં સંકળાયેલી ધર્મ-ક્રિયાઓ ચૈત્યવંદન, પ્રતિક્રમણ, પડિલેહણ વગેરેમાં બોલવાનાં સૂત્રોનું અધ્યયન એ રીતે કરે છે કે જેનું ઉચ્ચારણ બોલનાર, સાંભળનાર બન્નેને રસલીન કરી દે. તેના સશક્ત અને મધુર કંઠના પડછંદા બહારના ઘોંઘાટને ઢાંકી દે છે. સ્વર-વ્યંજનના ઉચ્ચારણના નિયમોનું પાલન કરતો યોગી 'વર્ણયોગ' ને પણ સિદ્ધ કરે છે.

આ રીતે તન અને વચન ઉપર અસાધારણ કાબુ પ્રાપ્ત કરી એ યોગી મનને વશ કરવાની સાધના આરંભે છે. તે માટે તે આવશ્યક ક્રિયાઓના સૂત્રોના અર્થનું જ્ઞાન મેળવે છે. અર્થજ્ઞાનમાંથી તે એક એક કલ્પના-ચિત્ર ઉપસાવે છે. અને સૂત્રના ઉચ્ચારણની સાથે સાથે એ કલ્પના ચિત્રોનું 'રીલ' પણ ચાલુ કરી દે છે. તે જે બોલે છે તે સાંભળે છે. અને એના ભાવાલોકને નિરખે છે. મન એમાં પલોટાઇ જાય છે, બંધાઈ જાય છે અને અહીં એને મજા આવે છે! સાથે સાથે જિનપ્રતિમા આદિનું આલંબન લઇને તે આનંદમાં વૃદ્ધિ કરે છે. જિનપ્રતિમામાં તેનું મન

आलंबनं पि एयं रूविमरूवि य इत्थ परमुत्ति ।
तग्गुणपरिणइरूवो सुहुमो अणालंबणो नाम ॥

અહીં રૂપી અને અરૂપી-એમ આલંબન બે પ્રકારે છે. તેમાં અરૂપી પરમાત્માના કેવળજ્ઞાનાદિ ગુણોની તન્મયતારૂપ સૂક્ષ્મ અનાલંબન (ઇન્દ્રિયોને અગોચર હોવાથી) યોગ કહ્યો છે.'

પાંચમો કોઠામાંના યોગ (રહિત) તે જ અનાલંબન યોગ. સ્થાન, વર્ણ, અર્થ અને આલંબન-આ ચાર યોગ સવિકલ્પ-સમાધિરૂપ છે. જ્યારે આ પાંચમો અનાલંબનયોગ નિર્વિકલ્પ સમાધિરૂપ છે. ક્રમશઃ આત્માને આ નિર્વિકલ્પ દશામાં જવાનું છે.

અશુભ ભાવોમાંથી શુભ ભાવોમાં જવું પડે. શુભમાંથી શુદ્ધ ભાવોમાં જવાય. અશુભમાંથી સીધા જ શુદ્ધમાં જઈ શકાય નહીં. કંચન અને કામિનીનાં આલંબન-કે જે આત્માને રાગ, દ્વેષ-મોહમાં ફસાવનારાં છે, દુર્ગતિઓમાં ભટકાવનારાં છે, એ આલંબનોનો ત્યાગ, એના સ્થાને બીજાં શુભ આલંબન ગ્રહણ કરવાથી જ થઈ શકે. નાનું બાળક હાથમાં માટી લઈને ખાય છે, માતા એના હાથમાંથી માટી લેવા પ્રયત્ન કરે છે, પણ બાળક તે છોડતું નથી. ત્યાં માતા એના હાથમાં મીઠાઈ આપે છે...કે ઝટ બાળક માટી ફેંકી દે છે. તેમ અશુભ-પાપવર્ધક આલંબનોથી મુક્ત થવા શુભ પુણ્યવર્ધક આલંબનો ગ્રહણ કરવા જોઈએ.

યોગ ૧થી૭ ગુણસ્થાનકોમાં સંભવતો નથી. એટલે આપણા જેવા સાધકદશામાં રહેલા (૧થી૭ ગુણસ્થાનકોમાં) જીવો માટે તો પહેલા ચાર યોગો જ આરાધવાના છે. પરંતુ અનાલંબનયોગનું સ્વરૂપ જાણવું આવશ્યક છે. જેથી આપણો આદર્શ સ્પષ્ટ બને. આપણું ધ્યેય સ્પષ્ટ બને.

આ અનાલંબનયોગને "ધારાવાહી પ્રશાન્તવાહિતા" પણ કહેવાય છે.

प्रीति-भक्ति-वचोऽसंगैः स्थानाद्यपि चतुर्विधम् ।
तस्मादयोगयोगाप्तेर्मोक्षयोगः क्रमाद् भवेत् ॥ ७ ॥ २१५ ॥

શ્લોકાર્થ

પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ અનુષ્ઠાન વડે સ્થાનાદિ યોગ પણ ચાર પ્રકારે છે, તેથી યોગના નિરોધરૂપ યોગની પ્રાપ્તિ થવાથી અનુક્રમે મોક્ષયોગ પ્રાપ્ત થાય છે.

વિવેચન

૫ યોગ (સ્થાન, વર્ણ, અર્થ, આલંબન, અનાલંબન)
×૪ યોગ (ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા, સિદ્ધિ)
૨૦
×૪ (પ્રીતિ, ભક્તિ, વચન, અસંગ.)
૮૦

આ છે યોગના ભેદ-પ્રભેદોનું ગણિત.

આ રીતે યોગને આરાધતો યોગી અયોગી બને છે. શૈલેશી પ્રાપ્ત કરી મોક્ષને પ્રાપ્ત કરે છે.

ચોથું અનુષ્ઠાન છે અસંગાનુષ્ઠાન. જે ધર્માનુષ્ઠાનનો ખૂબ અભ્યાસ થઈ ગયો હોય તે ધર્માનુષ્ઠાન સહજભાવે થતું હોય છે, ચન્દનમાંથી જેમ સુવાસ સ્વાભાવિકરૂપે મળે છે!

વચનાનુષ્ઠાન અને અસંગાનુષ્ઠાનમાં એક અંતર છે. કુંભાર દંડથી ચક્ર ઘુમાવે છે; પછી દંડ વિના પણ ચક્ર ફરતું રહે છે! તેમ વચનાનુષ્ઠાન શાસ્ત્રની આજ્ઞાથી થાય છે. પછી શાસ્ત્રના સંસ્કારમાત્રથી, શાસ્ત્રોની અપેક્ષા વિના સહજભાવે પ્રવૃત્તિ કરે તે અસંગાનુષ્ઠાન.

ગૃહસ્થવર્ગમાં પ્રીતિ અને ભક્તિ અનુષ્ઠાનનું પ્રાધાન્ય હોવું જોઈએ. ભલે ગૃહસ્થ શાસ્ત્રાની આજ્ઞાઓ ન જાણતો હોય પરંતુ એ એટલું જરૂર જાણે કે આ ધર્મમાર્ગ તીર્થંકર ભગવંતોએ બતાવેલો છે, તેનાથી જ સર્વપ્રકારનાં સુખો મળશે. કર્મોનો ક્ષય થશે. અને આત્માનુ નિર્વાણ થશે, પાપક્રિયાઓ કરી કરીને તો અનંત સંસાર ભટક્યો, ચાર ગતિનાં ઘોર દુઃખો સહન કર્યાં, હવે મારે એ પાપ ક્રિયાઓ નથી કરવી. હવે તો આ હિતકારી ક્રિયાઓ કરીને જીવન સફળ બનાવું.'

પ્રીતિ–ભક્તિથી આરાધેલું ધર્માનુષ્ઠાન એવું પુણ્યાનુબંધી પુણ્ય બંધાવે છે કે એક નોકર રાજા કુમારપાલ બની શકે છે! પાંચ કોડીના પુષ્પથી એણે જે જિનપૂજાનું અનુષ્ઠાન આરાધ્યું તે પ્રીતિ અનુષ્ઠાન હતું. એ અનુષ્ઠાને એનો અભ્યુદય સાધી આપ્યો.

यः कर्महुतवान् दीप्ते ब्रह्माग्नौ ध्यानधाय्यया ।
स निश्चितेन यागेन नियागप्रतिपत्तिमान् ॥ १ ॥ २१७॥

શ્લોકાર્થ :

જેણે પ્રદીપ્ત કરેલા બ્રહ્મરૂપ અગ્નિમાં ધ્યાનરૂપ વેદની ઋચા (મંત્ર) વડે કર્મને હોમ્યાં છે તે મુનિ નિર્ધારિત ભાવયજ્ઞ વડે નિયાગને પ્રાપ્ત થયેલા છે.

: શ્લોક-વિવેચન :

યજ્ઞ !

જૈન ધર્મમાં યજ્ઞ ?

હા, ચમકશો નહીં, અહીં એવો દિવ્ય યજ્ઞ બતાવવામાં આવે છે કે જોઈને તમે ડોલી ઉઠશો. અહી વેદોની વિકૃતિમાંથી પેદા થયેલા યજ્ઞ નથી. નથી અશ્વમેધ યજ્ઞ કે નથી પિતૃમેધ યજ્ઞ. નથી જડ હિંસાત્મક ક્રિયાકાં કે નથી અજ્ઞાન જીવોની બલિ ચઢાવવાનો પ્રપંચ.

શ્રી હેમચન્દ્રસૂરિજીએ 'ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિ માં હિંસક યજ્ઞની ઉત્પત્તિ નારદજીના મુખે રાવણ સંભળાવી છે. વૈરનો બદલો લેવાના તીવ્ર કષાયમાં હિંસક યજ્ઞ પેદા થયાનો રોમાંચક ઈતિહાસ બતાવ્યો

જૈનેતર સંપ્રદાયોમાં યજ્ઞની ઉત્પત્તિ અંગે ભિ ભિન્ન મંતવ્યો પ્રવર્તે છે. એક મંતવ્ય આ છે: પ્રલય પૃથ્વી બચી ગઈ તે પછી વૈવસ્વત મનુએ સર્વપ્રથમ કર્યો. ત્યારથી આર્યપ્રજાઓમાં સૂર્યના પૃથ્વી ઉપ

यः कर्महुतवान् दीप्ते ब्रह्माग्नौ ध्यानधाय्यया ।
स निश्चितेन यागेन नियागप्रतिपत्तिमान् ॥ १ ॥ २१७॥

શ્લોકાર્થ :

જેણે પ્રદીપ્ત કરેલા બ્રહ્મરૂપ અગ્નિમાં ધ્યાનરૂપ વેદની ઋચા (મંત્ર) વડે કર્મને હોમ્યાં છે તે મુનિ નિર્ધારિત ભાવયજ્ઞ વડે નિયાગને પ્રાપ્ત થયેલા છે.

: શ્લોક-વિવેચન :

યજ્ઞ !

જૈન ધર્મમાં યજ્ઞ ?

હા, ચમકશો નહીં, અહીં એવો દિવ્ય યજ્ઞ બતાવવામાં આવે છે કે જોઈને તમે ડોલી ઉઠશો. અહીં વેદોની વિકૃતિમાંથી પેદા થયેલા યજ્ઞ નથી. નથી અશ્વમેધ યજ્ઞ કે નથી પિતૃમેધ યજ્ઞ. નથી જડ હિંસાત્મક ક્રિયાકાંડ કે નથી અજ્ઞાન જીવોની બલિ ચઢાવવાનો પ્રપંચ.

શ્રી હેમચન્દ્રસૂરિજીએ 'ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્ર' માં હિંસક યજ્ઞની ઉત્પત્તિ નારદજીના મુખે રાવણને સંભળાવી છે. વૈરનો બદલો લેવાના તીવ્ર કષાયમાંથી હિંસક યજ્ઞ પેદા થયાનો રોમાંચક ઈતિહાસ બતાવ્યો છે.

જૈનેતર સંપ્રદાયોમાં યજ્ઞની ઉત્પત્તિ અંગે ભિન્ન ભિન્ન મંતવ્યો પ્રવર્તે છે. એક મંતવ્ય આ છે: પ્રલયથી પૃથ્વી બચી ગઈ તે પછી વૈવસ્વત મનુએ સર્વપ્રથમ યજ્ઞ કર્યો. ત્યારથી આર્યપ્રજાઓમાં સૂર્યના પૃથ્વી ઉપરના

કરી શકે. તે યોગ્યતા છે * માર્ગાનુસારી ૩૫ ગુણોની, ન્યાયસંપન્ન વૈભવથી માંડી સૌભ્યતાપર્યંત પાંત્રીસ ગુણોથી ગૃહસ્થનું જીવન સુવાસિત હોવું જોઈએ, તો એ બ્રહ્મયજ્ઞ કરી શકે.

ગૃહસ્થ જીવન છે એટલે હિંસાદિ પાપો તો એના જીવનમાં ઓછાવત્તા અંશે હોય જ. છતાં જો એનું જીવન માર્ગાનુસારી છે તો તે બ્રહ્મયજ્ઞ કરી શકે છે. તેનો બ્રહ્મયજ્ઞ છે વીતરાગ પરમાત્માનું પૂજન, સુપાત્ર દાન, સાધુસેવા વગેરે. જો કે આ પ્રકારનો બ્રહ્મયજ્ઞ કરવા જતાં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે, પરંતુ સરળભાવે, તેનું સમાધાન જે કરવામાં આવે છે તે સ્વીકારવાથી મન નિઃશંક બની જાય છે.

**પ્રશ્ન:**– પરમાત્મ-પૂજનમાં કે સુપાત્રદાનમાં સાધુસેવામાં કે સાધર્મિક ભક્તિમાં રાગ થાય છે, જિનેશ્વરે રાગને હેય બતાવ્યો છે તો પરમાત્મપૂજનાદિરૂપ બ્રહ્મયજ્ઞ કેવી રીતે ઉપાદેય બને?

**સમાધાન:**– રાગ બે પ્રકારનો છે. પ્રશસ્ત અને અપ્રશસ્ત. સ્ત્રી, ધન, શરીર વગેરે પદાર્થો પરનો રાગ અપ્રશસ્ત રાગ છે. દેવ, ગુરુ અને ધર્મ ઉપરનો રાગ પ્રશસ્ત રાગ છે. અપ્રશસ્તરાગમાંથી મુક્ત થવા પ્રશસ્ત રાગ કરવો જ પડે. પ્રશસ્તરાગ દૃઢ બનતાં અપ્રશસ્ત

* માર્ગાનુસારીના ૩૫ ગુણોનું વિવેચન વાંચો "આત્મ મંગલ" પુસ્તકમાં. પ્ર. વિશ્વકલ્યાણ પ્રકાશન.

કરી શકે. તે યોગ્યતા છે * માર્ગાનુસારી ૩૫ ગુણોની, ન્યાયસંપન્ન વૈભવથી માંડી સૌમ્યતાપર્યંત પાંત્રીસ ગુણોથી ગૃહસ્થનું જીવન સુવાસિત હોવું જોઈએ, તો એ બ્રહ્મયજ્ઞ કરી શકે.

ગૃહસ્થ જીવન છે એટલે હિંસાદિ પાપો તો એના જીવનમાં ઓછાવત્તા અંશે હોય જ. છતાં જો એનું જીવન માર્ગાનુસારી છે તો તે બ્રહ્મયજ્ઞ કરી શકે છે. તેનો બ્રહ્મયજ્ઞ છે વીતરાગ પરમાત્માનું પૂજન, સુપાત્ર દાન, સાધુસેવા વગેરે. જો કે આ પ્રકારનો બ્રહ્મયજ્ઞ કરવા જતાં બે પ્રશ્ન ઉપસ્થિત થાય છે, પરંતુ સરળભાવે, તેનું સમાધાન જે કરવામાં આવે છે તે સ્વીકારવાથી મન નિઃશંક બની જાય છે.

પ્રશ્નઃ- પરમાત્મ-પૂજનમાં કે સુપાત્રદાનમાં સાધુસેવામાં કે સાધર્મિક ભક્તિમાં રાગ થાય છે, જિનેશ્વરે રાગને હેય બતાવ્યો છે તો પરમાત્મપૂજનાદિરૂપ બ્રહ્મયજ્ઞ કેવી રીતે ઉપાદેય બને ?

સમાધાનઃ- રાગ બે પ્રકારનો છે. પ્રશસ્ત અને અપ્રશસ્ત. સ્ત્રી, ધન, શરીર વગેરે પદાર્થો પરનો રાગ અપ્રશસ્ત રાગ છે. દેવ, ગુરુ અને ધર્મ ઉપરનો રાગ પ્રશસ્ત રાગ છે. અપ્રશસ્તરાગમાંથી મુક્ત થવા પ્રશસ્ત રાગ કરવો જ પડે. પ્રશસ્તરાગ દઢ બનતાં અપ્રશસ્ત

* માર્ગાનુસારીના ૩૫ ગુણોનું વિવેચન વાંચો "આત્મ મંગલ" પુસ્તકમાં. પ્ર. વિશ્વકલ્યાણ પ્રકાશન.

કરી શકે. તે યોગ્યતા છે * માર્ગાનુસારી ૩૫ ગુણોની, ન્યાયસંપન્ન વૈભવથી માંડી સૌમ્યતાપર્યંત પાંત્રીસ ગુણોથી ગૃહસ્થનું જીવન સુવાસિત હોવું જોઈએ, તો એ બ્રહ્મયજ્ઞ કરી શકે.

ગૃહસ્થ જીવન છે એટલે હિંસાદિ પાપો તો એના જીવનમાં થોડાવત્તા અંશે હોય જ. છતાં જો એનું જીવન માર્ગાનુસારી છે તો તે બ્રહ્મયજ્ઞ કરી શકે છે. તેનો બ્રહ્મયજ્ઞ છે વીતરાગ પરમાત્માનું પૂજન, સુપાત્ર દાન, સાધુસેવા વગેરે. જો કે આ પ્રકારનો બ્રહ્મયજ્ઞ કરવા જતાં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે, પરંતુ સરળભાવે, તેનું સમાધાન જે કરવામાં આવે છે તે સ્વીકારવાથી મન નિઃશંક બની જાય છે.

પ્રશ્ન:– પરમાત્મ-પૂજનમાં કે સુપાત્રદાનમાં સાધુસેવામાં કે સાધર્મિક ભક્તિમાં રાગ થાય છે, જિનેશ્વરે રાગને હેય બતાવ્યો છે તો પરમાત્મપૂજનાદિરૂપ બ્રહ્મયજ્ઞ કેવી રીતે ઉપાદેય બને ?

સમાધાન:– રાગ બે પ્રકારનો છે. પ્રશસ્ત અને અપ્રશસ્ત. સ્ત્રી, ધન, શરીર વગેરે પદાર્થો પરનો રાગ અપ્રશસ્ત રાગ છે. દેવ, ગુરુ અને ધર્મ ઉપરનો રાગ પ્રશસ્ત રાગ છે. અપ્રશસ્તરાગમાંથી મુક્ત થવા પ્રશસ્ત રાગ કરવો જ પડે. પ્રશસ્તરાગ દૃઢ બનતાં અપ્રશસ્ત

* માર્ગાનુસારીના ૩૫ ગુણોનું વિવેચન વાંચો "આત્મ મંગલ" પુસ્તકમાં. પ્ર. વિશ્વકલ્યાણ પ્રકાશન.

લાગી રહી છે. ચારેકોર જુએ છે, કોઈ કુવો કે પરબ દેખાતી નથી. આગળ વધે છે. એક નદી આવી. પણ નદી સુકી છે! તે વિચાર કરે છે "થાકી ગયો છું.... તરસ લાગી છે.... શું કરૂં? આ નદી છે. ખાડો ખોદું તો પાણી મળે, 'પણ થાકી ગયો છું.... ખાડો ખોદવા જતાં કપડાં પણ મેલાં થશે....' તેણે ઘણો વિચાર કર્યો.... પણ હા, ભલે થાક લાગે ને કપડાં બગડે પરંતુ પાણી નીકળતાં તૃષા છિપાશે, થાક ઉતરી જશે. અને કપડાં પણ સ્વચ્છ કરી શકાશે....' આ વિચારે તેનામાં ઉત્સાહ પ્રેર્યો અને તેણે ખાડો ખોદ્યો, પાણી મળ્યું.... પેટ ભરીને પીધું, સ્નાન કર્યું અને કપડાં ધોયાં....

તેમ, જિનપૂજામાં ભલે સ્વરૂપહિંસાથી થોડોક આત્મા મલીન થાય પરંતુ એ જિનપૂજા દ્વારા જ્યારે શુભ અને શુદ્ધ અધ્યવસાય પ્રગટ થશે ત્યારે આત્માનો બધો મેલ ધોવાઈ જશે.... ભવભ્રમણનો બધો થાક ઉતરી જશે અને પરમાનન્દની પ્રાપ્તિ થશે. આ રીતે ગૃહસ્થે બ્રહ્મયજ્ઞ કરવાનો છે. જ્યારે સંસાર ત્યાગી અણગારને તો માત્ર જ્ઞાનનો જ બ્રહ્મયજ્ઞ કરવાનો છે. એને જિનપૂજાનું દ્રવ્ય અનુષ્ઠાન કરવાનું રહેતું નથી.

भिन्नोद्देशेन विहितं कर्म कर्मक्षयाक्षमम् ।
क्लृप्तभिन्नाधिकारं च पुत्रेष्टयादिवदिष्यताम् ॥५॥२२१॥

શ્લોકાર્થ

જુદા ઉદ્દેશથી શાસ્ત્રમાં કહેલું અનુષ્ઠાન કર્મનો ક્ષય

પરિભ્રમણ કરવું છે ચાર ગતિમાં અને તમે પ્રયત્ન કરો છો ધર્મનો! તમારે રાચવું છે કર્મજન્ય નિરંતર પરિવર્તનશીલ અવસ્થાઓમાં, ને તમે મહેનત કરો છો ધર્મની! લક્ષ જુદું ને પુરુષાર્થ જુદો.... તો કાર્યસિદ્ધિ નહીં થાય.

કર્મક્ષયનો પુરુષાર્થ જુદો છે અને પુણ્યબંધનો પુરુષાર્થ જુદો છે. પુણ્ય બાંધવાના પુરૂષાર્થથી કર્મક્ષય ન થાય! હા, શાસ્ત્રોમાં પુણ્યબંધના ઉપાયો જરૂર બતાવાયા હોય છે પરંતુ તે ઉપાયોથી કર્મક્ષય કે સિદ્ધિ ન થાય. પુણ્યબંધ જરૂર થાય.

કોઈ કહે હિંસક યજ્ઞમાં પણ વિવિદિષા (જ્ઞાન) હોય છે, તે બરાબર નથી. હિંસક યજ્ઞનો ઉદ્દેશ અભ્યુદય છે, નિઃશ્રેયસ નહીં. નિઃશ્રેયસ માટે હિંસકયજ્ઞ ન કરાય પુત્રપ્રાપ્તિ માટે કરાતા યજ્ઞમાં વિવિદિષા નથી હોતી. તેમ કેવળ સ્વર્ગાદિ સુખોની કામનાથી કરાતી દાનાદિ ક્રિયાએ કર્મક્ષય કરી શકતી નથી. સાધ્યના ઉપયોગ વિન કરાતી ધર્મક્રિયાઓ સુખ માટે થતી નથી તે તાત્પર્ય છે.

અહીં દાનાદિ ક્રિયાઓને હેય નથી બતાવી પરં એ સમજાવ્યું છે કે એનાથી પુણ્ય બંધ થાય છે, કર્મક્ષ નહીં. એટલે કર્મક્ષય જ કરવાનો ઉદ્દેશ હોય તો જ્ઞાનયજ્ઞ કરો. એવી ભૂલ ન કરતા કે પુણ્યબંધની ક્રિયાઓનો ત્યાગ કરી પાપબંધની ક્રિયાઓમાં રચ્યાપચ્યા થઈ જાઓ; ને કર્મક્ષયનું જ લક્ષ્ય ચૂકી જાઓ.

આ કર્તાપણાના અભિમાનને ઓગાળી નાંખવા માટે જ 'ગીતા' માં કહ્યું છે:

ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥

--गीता अध्याय ४. श्लोक० २४

'અર્પણ કરવાની ક્રિયા બ્રહ્મ છે, હોમવાની વસ્તુ બ્રહ્મ છે, બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મરૂપ હોમનારે હોમેલું પણ બ્રહ્મ છે, અને બ્રહ્મરૂપ કર્મસમાધિવાળાને પ્રાપ્ત કરવા યોગ્ય સ્થાન પણ બ્રહ્મ છે.'

'જે કંઈ છે તે બ્રહ્મ છે.... બ્રહ્મથી અતિરિક્ત કંઈ જ નથી, હું પણ નથી કે મારું પણ કંઈ નથી.' આ રીતે 'હું'' ને ભુલવા માટે યજ્ઞ કરવાનો છે. બ્રહ્મમાં જ બધું હોમી દેવાનું ! 'હું'' ને પણ બ્રહ્મમાં હોમી દેવાનો ! આજ સાચો બ્રહ્મયજ્ઞ છે. 'અહં'' રૂપ પશુને બ્રહ્મમાં હોમીને યજ્ઞ કરવાનો અહીં ઉપદેશ આપવામા આવ્યો છે.

જે કંઇ ખરાબ, અનિચ્છનીય બને તે તો 'આ ભગવાને કર્યું'' એમ કહી ભગવાનને તે અર્પણ કરી દે અને જે કંઈ સારૂં બને, ઇચ્છાનુસાર બને તેમાં 'આ તો મેં કર્યું'.... મારા પુણ્યકર્મે મને આપ્યું'' એમ અભિમાન ધારણ કરવું તે નરી અજ્ઞાનતા છે. 'જે કંઈ બને છે તે ભગવાન કરે છે.' એમ માનનારાઓ તો ભગવાન તરફ

મનના વિચારો પણ પોતાના નહીં.... કોઈ વિચાર પર પણ પોતાની હક નહીં! એની દૃષ્ટિ બ્રહ્મ તરફ જ લાગેલી હોય. બ્રહ્મ સિવાય એને કંઈ ન દેખાય, બ્રહ્મ સિવાય એને બીજું કંઈ ન ગમે. ભલે એના તરફ લાખો-કરોડો દૃષ્ટિ મંડાએલી હોય.... એની દૃષ્ટિ તો બ્રહ્મ તરફ જ! એની પાસે જ્ઞાન પણ બ્રહ્મજ્ઞાન જ. બ્રહ્મજ્ઞાન એટલે આત્મજ્ઞાન. આત્મજ્ઞાનનો જ ઉપયોગ. અર્થાત્ સતત -સદૈવ માનસિક જાગૃતિ દ્વારા બ્રહ્મમાં જ લીનતા અનુભવે.

હા, જ્યાં સુધી એના પાસે અજ્ઞાનનાં ઈંધણ હોય ત્યાં સુધી એ બ્રહ્મમાં એને હોમતો રહે. બાળીને ભસ્મ કરે. બ્રહ્મની લીનતામાં બાધક એવા એક-એક તત્ત્વને તે બ્રહ્માગ્નિમાં હોમી દેતાં અચકાતો નથી.

બ્રહ્મચર્યની નિષ્ઠાભરી પાલનાથી તે યોગીનું મનોબળ એટલું દૃઢ હોય છે કે આત્મજ્ઞાનના અગ્નિમાં કર્મોને હોમતાં એ થાકતો જ નથી! એને કોઈ આચાર-મર્યાદાનું પાલન કરવા મન પર દબાણ કરવું પડતું નથી, એ સ્વાભાવિક રૂપે જ પાલન કરતો હોય છે. 'આચારાંગ સૂત્ર'ના પ્રથમ શ્રુતસ્કંધનાં નવ અધ્યયનમાં જે મુનિજીવનની નિષ્ઠાઓ વર્ણવી છે, તેને આ યોગી આસાનીથી જીવે છે. કારણ કે એણે પરબ્રહ્મ સાથે એકતાની પરિણતિ સાધી હોય છે.

આવો છે બ્રહ્મયજ્ઞ ને આવો છે એ બ્રહ્મયજ્ઞને કરનાર બ્રાહ્મણ!! આવો બ્રાહ્મણ પાપોથી લેપાય? આવો બ્રાહ્મણ કર્મોથી જકડાય? ના રે ના. બ્રહ્મયજ્ઞને કરે તે બ્રાહ્મણ. કેવળ

# ભાવપૂજા

મુનિરાજ! આતમદેવની તમારે પૂજા કરવાની છે. સ્નાન પણ કરવાનું છે ને લલાટે તિલક પણ કરવાનું છે. પુષ્પની માળા એ દેવના ગળે આરોપવાની છે અને ધૂપ-દીપ પણ કરવાના છે!

કોઈપણ બાહ્ય દ્રવ્યની અપેક્ષા નહીં, કોઈપણ બાહ્ય પ્રવૃત્તિ નહીં! આ તો છે માનસિક ભૂમિકાની પૂજા. આ પૂજા કરવાની યોગ્યતા મુખ્યતયા સાધુ પુરુષોની છે પરંતુ ગૃહસ્થો ન કરી શકે એમ નથી. ગૃહસ્થો પણ કરી શકે...જોઈએ તે સાધનાની... આરાધનાની દૃષ્ટિવાળા.

ક્યારેક તો કરી જોજો આ ભાવપૂજા...અપૂર્વ આહ્લાદ અનુભવશો.



પાપ લાગે છે તે સમજું છું છતાં તને કહું છું કે તું સ્નાન કરી લે! તને એવું પાણી બતાવું છું કે જેનો સ્પર્શ કરવામાં પાપ ન લાગે......

'દયા'ના પાણીથી સ્નાન કર! અરે, દયાના શિતલ, સ્વચ્છ સરોવરમાં જ કૂદી પડ ને! હા, સરોવરમાં સ્નાન કરવાનો નિષેધ કરનારા જ્ઞાની પુરુષો પણ તને આ દયા સરોવરમાં સ્નાન કરતાં નહીં અટકાવે!

અને જ્યારે તું એ દયાસરોવરમાંથી સ્નાન કરીને બહાર નીકળીશ ત્યારે તારી ખૂશીની સીમા નહીં રહે! ક્રૂરતાનો મેલ ધોવાઈ ગયો હશે અને કરુણાની કોમળતા છવાઈ ગઈ હશે...તું સ્વચ્છ - પવિત્ર બની ગયો હશે!

હે સાધક! સ્નાન કરીને તારે નવાં જ વસ્ત્ર પહેરવાનાં છે...સાવ શુદ્ધ શ્વેત વસ્ત્ર. તું પહેરીશ ને? એ વસ્ત્રોમાં તું સોહામણો લાગીશ. તને લાગશે કે 'હું પૂજક છું'! એ વસ્ત્રનું નામ છે 'સંતોષ'. કેવું પ્યારું નામ છે! પુદ્ગલભાવોની તૃષ્ણાનાં વસ્ત્ર પહેરીને પૂજક ન બની શકાય. તૃષ્ણામાં રતિ-અરતિનાં દ્વન્દ્વ છે, તૃષ્ણામાં આનંદ-ઉદ્વેગના તરંગો છે, એ તૃષ્ણાના રંગ-બેરંગી વસ્ત્રો પહેરીને તું પૂજક ન બની શકે. માટે તારે 'સંતોષ'ના વસ્ત્ર પહેરવાનાં છે. એકવાર તું આ વસ્ત્રો પહેરીને પૂજક બન, તને તે ગમે તો બીજીવાર પહેરજે! અર્થાત્ તારે પૌદ્ગલિક પદાર્થોની તૃષ્ણાને ત્યજવી પડશે, જો તારે પૂજક બનવું છે તો!

અરે! તું ક્યાં ચાલ્યો? પૂજન કરવા? ઉભો રહે ભાઈ, એ દેવમંદિરમાં જવા પહેલાં તારે 'તિલક' કરવું

ચાલો, હવે કેસરની કંચન-કટોરી ભરી લો. લો આ કેસર અને લો આ ચંદન, ઘસવા માંડો. ભક્તિનું કેસર શ્રદ્ધાના ચંદનથી ખૂબ ઘસો. ભક્તિનો લાલ-લાલ રંગ અને શ્રદ્ધાની મઘમઘ સોડમ! આ કેસરમિશ્રિત ચંદનની કંચન-કટોરી ભરી લો.

આરાધ્ય-પરમાત્માની આરાધનાનો અંગઅંગમાં થન-ગનાટ અને 'આ પરમાત્મ-આરાધના જ પરમાર્થ છે' એવો દૃઢ વિશ્વાસ! પેલી મીરાંને યાદ કરો, કૃષ્ણ પ્રત્યેની ભક્તિ અને શ્રદ્ધાએ એને અમર બનાવી દીધી. એની દુનિયા જ કૃષ્ણમય બની ગઈ હતી.

બસ, હવે મંદિરમાં ચાલો.

એ મંદિરને બહાર શોધવાની જરૂર નથી, દૂર જવાની જરૂર નથી; આ તમારા દેહ સામે જુઓ! દેહના દેરામાં જ દેવ બિરાજે છે....!! તમને આશ્ચર્ય થાય છે? હા, આશ્ચર્ય થાય એવી જ આ વાત છે. આ દેહના મંદિરમાં જ શુદ્ધ પરમ આત્મદેવ બિરાજે છે. એ દેવનાં દર્શન કરવા ખૂલ્લી આંખો બંધ કરવી પડશે; આંતરદૃષ્ટિ ખોલવી પડશે... દિવ્યદૃષ્ટિ....દિવ્યવિચારનો સહારો લેવો પડશે.

શુદ્ધ આત્માનું તારે નવાંગી-પૂજન કરવાનું છે.

નવવિધ બ્રહ્મચર્ય એ શુદ્ધાત્માનાં નવ અંગ છે.

હે પૂજારી! તું શુદ્ધ આત્મસ્વરૂપ તરફ અભિમુખ

આત્મદ્રવ્યનું કલાકોના કલાકો સુધી પૂજન ચાલવા દો! અધ્યાત્મનો આનંદ, પૂર્ણાનન્દ ત્યારે અનુભવાશે અને સાધના-પથનું મૂલ્ય ત્યારે સમજાશે. ભાવપૂજાની આ પ્રક્રિયા કોરી કલ્પના નથી પરંતુ રસભરપૂર કલ્પના-લોક છે. વિષયવિકારોનું નિરાકરણ કરવાનો પ્રશસ્ત-પથ છે. રચનાત્મક માર્ગ છે. સ્નાનથી માંડીને નવાંગીપૂજન સુધીનો ક્રમ બરાબર ગોઠવી લો.

क्षमापुष्पस्रजं धर्मयुग्मक्षौमद्वयं तथा।
ध्यानाभरणसारं च तदङ्गे विनिवेशय ॥ ३ ॥ २२७ ॥

શ્લોકાર્થ :

તે આત્માના અંગે ક્ષમારૂપ ફુલની માળા, નિશ્ચય અને વ્યવહાર ધર્મરૂપ બે વસ્ત્ર અને ધ્યાનરૂપ શ્રેષ્ઠ અલંકાર પહેરાવ.

વિવેચન :

તે આતમદેવના ગળામાં આરોપવાની માળા તેં ગુંથી? એ માળા તારે જ ગુંથવાની છે! ક્ષમાના મઘમઘ સોડમવાળા પુષ્પોની માળા ગુંથી ને તૈયાર રાખ.

ક્ષમાનાં એક-બે પુષ્પો નહીં, ક્ષમાની માળા! એટલે એક-બે વાર ક્ષમા આપવાથી નહીં ચાલે, વારંવાર ક્ષમા આપવી પડશે. ક્ષમાને વક્ષસ્થળે જ રાખવાની... ક્ષમાના પુષ્પોની સુવાસ જ તારા અંગેથી છૂટતી રહે! જે મનુષ્યના

ક્યારે એવો અપૂર્વ અવસર આવશે કે આવી પૂજા
પરમાનન્દનો આસ્વાદ ચાખીશું ?

ग्धर्मलवणोत्तारं धर्मसंन्यासवह्निना ।
र्वन् पूरय सामर्थ्यराजन्नीराजनाविधिम् ॥ ५ ॥ २२९ ॥

શ્લોકાર્થ :

ધર્મસંન્યાસરૂપ અગ્નિ વડે પૂર્વના ક્ષાયોપશમિક ધર્મ
ા લવણ ઉતારતો (તેનો ત્યાગ કરતો) સામર્થ્યયોગરૂપ
ાભાયમાન આરતિની વિધિ પૂર્ણ કર.

વિવેચન :

- ધર્મસંન્યાસ એ અગ્નિ છે.
- ઔદયિક ધર્મ અને ક્ષાયોપશમિક ધર્મ એ લવણ છે.
- સામર્થ્યયોગ એ સુંદર આરતિ છે,

પૂજનવિધિમાં આ બે ક્રિયાઓ પણ મહત્ત્વપૂર્ણ હોય
છે. (૧) લવણ ઉતારવું (૨) આરતિ ઉતારવી.

અહીં આ બે ક્રિયાઓને કેવું તાત્ત્વિક સ્વરૂપ આપ-
વામાં આવ્યું છે! પરંતુ આ પૂજન 'ક્ષપકશ્રેણિ' માંડનાર
જીવ કરી શકે. ક્ષપકશ્રેણિમાં જ્યારે જીવ બીજું અપૂર્વકરણ
કરે છે ત્યારે તાત્ત્વિક રીતે આ "ધર્મસંન્યાસ" નામનો

કરવાનો. જો કે એ ત્યાગ કેવળજ્ઞાની ભગવંતો કરે છે... આપણે તો માત્ર તેના કલ્પના લોકમાં વિચરીને થોડીક ક્ષણો માટે એ કેવળજ્ઞાનીઓની દુનિયાનો આસ્વાદ અનુભવવાનો છે.

આતમદેવની આરતિ ઉતારવા માટે 'સામર્થ્યયોગી' ન બની શકીએ આપણે પરંતુ 'ઈચ્છાયોગી' બનીને ધર્મસંન્યાસ અને યોગસંન્યાસની મધુરતા તો જરૂર માણી શકીએ.

આત્માની ઉચ્ચતમ અવસ્થાનું અહીં પ્રતિપાદન છે. પૂજાના માધ્યમથી એ અવસ્થા અહીં બતાવાઈ છે. જ્ઞાનયોગી કેવી રીતે પૂજન કરે, એ બતાવાયું છે. આ પૂજન જ્ઞાનયોગી જ કરી શકે. સામાન્ય કક્ષાનો જ્ઞાની આ પૂજન કરી શકે. પરંતુ વિશેષતઃ જ્ઞાનપરાયણ એવા મુનિવરો માટે જ આ પૂજનવિધિ બતાવવામાં આવ્યો છે. સંયમી અને જ્ઞાની મહાત્મા આ અપૂર્વ અદ્ભુત પૂજન કરીને અપૂર્વ અને અદ્ભુત આનંદ અનુભવે.

આ પ્રમાણે લવણ ઉતારવાની અને આરતી ઉતારવાની વિધિ બતાવવામાં આવી છે.

स्फुरन्मङ्गलदीपं च स्थापयानुभवं पुरः ।
योगनृत्यपरस्तौर्यत्रिकसंयमवान् भव ॥ ६ ॥ २३० ॥

શ્લોકાર્થ :

અનુભવરૂપ સ્ફુરાયમાન મંગલદીપકને આગળ (આત્માની આગળ) સ્થાપન કર. સંયમયોગ રૂપ નાટ્ય-પૂજામાં

શબ્દોમાં કોઈ વર્ણવી ન શકે. અભેદભાવના મીલનની મધુરતા તો સંવેદનનો જ વિષય છે, ભાષાનો નહીં.

આ અષ્ટકમાં પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજે ભાવ પૂજાનું ખૂબ સચોટ માર્ગદર્શન આપ્યું છે, સરળતાથી સમજાવ્યું છે અને એ ભાવપૂજામાં પ્રવૃત્ત થવાનો મુનિને ઉપદેશ આપ્યો છે. અભેદભાવે પરમાત્મસ્વરૂપની ઉપાસનાની દિશા સુઝાડી છે.

ગૃહસ્થ વર્ગ માટે પણ ભાવપૂજાનો પ્રકાર બતાવી, ગૃહસ્થોને પણ ભેદોપાસનાની ઉચ્ચકક્ષા બતાવી છે, જેથી ગૃહસ્થ પણ પરમાત્માની ઉપાસનામાં પ્રવૃત્ત થઈ આત્મહિત સાધી શકે. આત્મહિત.... આત્મકલ્યાણ માટે જ જે જીવન જીવે છે એને આ વિવિધ ઉપાસનાનો માર્ગ ખૂબ ગમશે ને એ દિશામાં પ્રવૃત્તિશીલ બનશે...



ध्याता ध्येयं तथा ध्यानं त्रयं यस्यैकतां गतम्।
मुनेरनन्यचित्तस्य तस्य दुःखं न विद्यते ॥ १ ॥ २३३ ॥

શ્લોકાર્થ :

જેને ધ્યાન કરનાર, ધ્યાન કરવા યોગ્ય અને ધ્યાન—આ ત્રણ એકપણાને પ્રાપ્ત થયેલ છે (અને) જેનું ચિત્ત અન્ય સ્થળે નથી એવા તે મુનિને દુઃખ હોતું નથી.

વિવેચન :

મુનિ! તારે વળી દુઃખ શાનું? તું દુઃખી હોય જ નહીં. તું તો આ વિશ્વનો શ્રેષ્ઠ સુખી માનવ છે!

પાંચ ઈંદ્રિયોનો કોઈપણ વિષય તને લુભવી ન શકે. વૈષયિક સુખોની પ્રાપ્તિમાં નહીં, ત્યાગમાં જ તેં સુખ માનેલું છે ને? વૈષયિક સુખોની અપ્રાપ્તિમાં જ દુનિયા દુઃખના પોકાર પાડે છે. તેં તો તારા જીવનનો આદર્શ જ એ સુખોના ત્યાગનો બનાવ્યો છે. પાંચ ઇંદ્રિયોને તેં વશ કરી છે.... એ તારી આજ્ઞા વિના જરા ય બહાર ન નીકળે. તેં તારા મનને પણ વૈષયિક સુખોમાંથી નિવૃત્ત કરી દીધું છે.

સંસારના ભાવોથી નિવૃત્ત થયેલું મન તારા મહાન ધ્યાનમાં લીન થયેલું છે. ધ્યાતા, ધ્યેય અને ધ્યાનની એકતા તેં સિદ્ધ કરી છે.... પછી તને દુઃખ હોય જ નહીં.

મુનિરાજ! તમારી સાધના એટલે વૈષયિક સુખોથી નિવૃત્ત થવાની જ સાધના. જેમ જેમ તમે એ સુખોથી

નથી." જે ધ્યેય માટે તમે સંસાર ત્યજીને સાધુ બન્ય એ ધ્યેયમાં તમારૂં મન ન લાગે, એ બની જ ન શકે. જે ધ્યેયને અનુસરવા તમે કેટલાંક વૈષયિક સુખો ત્યજી દીધાં એ ધ્યેયના ધ્યાનમાં તમે આનન્દ ન અનુભવી શકો એ મનાય જ નહીં.

હા, તમે ધ્યેય જ વિસરી ગયા હો અને ધ્યેયહીન જીવન જીવતા હો તો તમારૂં મન ધ્યેયના ધ્યાનમાં સ્થિર ન રહે. સાથે સાથે તમે સુખી પણ ન રહો. તમને તમારી જાત દુઃખી લાગે. પછી ભલે તમે 'પાપોદય' નું બહાનું કાઢો કે ભવિતવ્યતાને દોષ દો.

ધ્યાતા-ધ્યેય અને ધ્યાનની એકતાનો સમય જ પરમાનન્દનો સમય છે, પરમબ્રહ્મની મસ્તીનો કાળ છે. મુનિજીવન જીવવાનો એક અપૂર્વ લ્હાવો છે. એકતાન બનો, ધ્યેયમાં લયલીન બની જાઓ.

ध्याताऽन्तरात्मा ध्येयस्तु परमात्मा प्रकीर्तितः ।
ध्यानं चैकाग्र्यसंवित्तिः समापत्तिस्तदेकता ॥ २ ॥ २३४ ॥

શ્લોકાર્થ :

ધ્યાન કરનાર અંતરાત્મા છે, ધ્યાન કરવા યોગ્ય તો પરમાત્મા કહેલ છે. (અને) ધ્યાન એકાગ્રતાની બુદ્ધિ છે, આ ત્રણેની એકતા તે સમાપત્તિ છે.

અરિહંતના દ્રવ્ય, ગુણ અને પર્યાય તે સજાતીય જ્ઞાન છે.... દ્રવ્યથી અરિહંતનું ધ્યાન, ગુણથી અરિહંતનું ધ્યાન અને પર્યાયથી અરિહંતનું ધ્યાન ધરવાનું.

"ધ્યાનશતક"માં ધ્યાનનું સ્વરૂપ બતાવાયું છે:

जं थिरमज्झवसाणं तं झाणं चलं तयं चित्तं ।
तं होज्ज भावणा वा अणुप्पेहा वा अहव चिंता ॥

અધ્યવસાય એટલે મન. સ્થિર મન એ જ ધ્યાન–ચંચળ મનને ચિત્ત કહેવાય. તે ધ્યાનની ક્રિયા ભાવના, અનુપ્રેક્ષા કે ચિંતન રૂપ હોય.

હે જીવ! તું અંતરાત્મા બન. તું વિભાવદશામાંથી નિવૃત્ત થા. સ્વભાવદશા તરફ વળ. આત્માથી પર....આત્માથી ભિન્ન દ્રવ્યો તરફ જોવાનું બંધ કર, અર્થાત્ જડ દ્રવ્યો ને તેના પર્યાયોને આધારે રાગ–દ્વેષ કરવાના બંધ કર. જ્યાં સુધી તું બહિરાત્મદશામાં ભટક્યા કરીશ ત્યાં સુધી ધ્યેયરૂપ પરમાત્મામાં તું એકાગ્ર નહીં બની શકે. માટે અન્તરાત્મા બન. અન્તરાત્મા જ એકાગ્ર બની શકે, પરમાત્મ-સ્વરૂપની એકાગ્રતા બહિરાત્માના ભાગ્યમાં છે જ નહી.

હે આત્મન્! જો તું સમ્યગ્દૃષ્ટિ છે. તો તું ધ્યેયમાં લીન બની શકે. પરંતુ અન્તરાત્મા નથી અને માત્ર સમ્યગ્દૃષ્ટિ હોવાનો દાવો જ કરે છે. તો તું એકાગ્ર ન બની શકે. ધ્યેયનું ધ્યાન ન ધરી શકે, સમ્યગ્દર્શન સાથે અન્તરાત્મદશા હોવી જ જોઈએ.

आपत्तिश्च ततः पुण्यतीर्थकृत्कर्मबन्धतः ।
तद्भावाभिमुखत्वेन संपत्तिश्च क्रमाद् भवेत् ॥ ४ ॥ २२६ ॥

શ્લોકાર્થ :

તે સમાપત્તિથી પુણ્ય-પ્રકૃતિરૂપ તીર્થંકર નામકર્મના બંધથી ફળની આપત્તિ થાય (અને) તીર્થંકરપણાના અભિમુખપણાથી અનુક્રમે આત્મિક સંપત્તિરૂપ ફળ થાય.

વિવેચન :

સમાપત્તિ. આપત્તિ. સંપત્તિ.

સમાપત્તિથી આપત્તિ અને આપત્તિથી સંપત્તિ.

આપત્તિ એટલે આફત નહીં! આપત્તિ એટલે દુઃખ નહીં! આ તો આપત્તિનો કદી ય ન સાંભળ્યો હોય તેવો અર્થ છે. અહીં 'આપત્તિ' પારિભાષિક અર્થમાં વપરાયેલો શબ્દ છે.

'તીર્થંકર-નામકર્મ' બાંધવું તે આપત્તિ! હા, સમાપત્તિથી તીર્થંકર નામકર્મ બંધાય છે અને તે 'આપત્તિ' છે. જે આત્મા આ નામકર્મ બાંધે તે જ આત્મા તીર્થંકર બને અને ધર્મતીર્થની સ્થાપના કરી વિશ્વને ધર્મપ્રકાશ આપે.

કર્મો આઠ પ્રકારનાં છે; તેમાંનું એક 'નામકર્મ' છે. એ નામકર્મ ૧૦૩ પ્રકારનું છે. તેમાંનું એક 'તીર્થંકર

ત્તિનું ફળ મળે છે? અર્થાત્ તીર્થંકર નામકર્મનો બંધ માત્ર કષ્ટ-ક્રિયા કરવાથી થતો નથી. તે માટે સમાપત્તિ તો જોઈએ જ.

'વીશ સ્થાનક' ની આરાધના કરવાની હોય છે, એ સ્થાનકોનાં નામ આ પ્રમાણે છે :

(૧) તીર્થંકર (૨) સિદ્ધ (૩) પ્રવચન (૪) ગુરુ (૫) સ્થવિર (૬) બહુશ્રુત (૭) તપસ્વી (૮) દર્શન (૯) વિનય (૧૦) આવશ્યક (૧૧) શીલ (૧૨) વ્રત (૧૩) ક્ષણુલવ સમાધિ (૧૪) તપ સમાધિ (૧૫) ત્યાગ (દ્રવ્યથી) (૧૬) ત્યાગ (ભાવથી) (૧૭) વૈયાવચ્ચ (૧૮) અપૂર્વજ્ઞાન-ગ્રહણ (૧૯) શ્રુતભક્તિ (૨૦) પ્રવચનપ્રભાવના.

પહેલા અને છેલ્લા જિનેશ્વરે (ઋષભદેવ અને મહાવીરસ્વામી) પૂર્વ ભવમાં આ વીશે સ્થાનકોની આરાધના કરી હતી. મધ્યના ૨૨ જિનેશ્વરોએ-કોઇએ બે, કોઈએ ત્રણ-એમ અનિયમિત સંખ્યામાં આરાધના કરી હતી. પરંતુ આ બધી જ આરાધનામાં ધ્યાતા-ધ્યેય અને ધ્યાનની એકતારૂપ સમાપત્તિ તો ખરી જ. એના વિના તીર્થંકર નામકર્મ ન બાંધી શકાય.

માત્ર તપ કરીને સંતોષ વાળનાર જીવે અહીં વિચારવાની જરૂર છે. ભલે એક-એક સ્થાનકની આરાધના માસખમણુ (મહિનાના ઉપવાસ) કરીને તમે કરતા હો ને એક-એક

ાં સુધી ધ્યેયલીનતા પ્રાપ્ત થાય જ નહીં. માટે 'સમાપત્તિ'
ૂમ મહત્વની આરાધના છે.

जितेन्द्रियस्य धीरस्य प्रशान्तस्य स्थिरात्मनः ।
सुखासनस्थस्य नासाग्रन्यस्तनेत्रस्य योगिनः ॥ ६ ॥ २३८ ॥

रुद्धबाह्यमनोवृत्तेर्धारणाधारयारयात् ।
प्रसन्नस्याप्रमत्तस्य चिदानन्दसुधालिहः ॥ ७ ॥ २३९ ॥

साम्राज्यमप्रतिद्वन्द्वमन्तरेव वितन्वतः ।
ध्यानिनो नोपमा लोके सदेवमनुजेऽपि हि ॥ ८ ॥२४०॥

શ્લોકાર્થ :

જે જિતેન્દ્રિય છે, ધૈર્યસહિત છે, અત્યન્ત શાન્ત છે, જેનો આત્મા ચપળતા રહિત છે, સુખકારી આસને રહેલ છે, જેણે નાસિકાના અગ્ર ભાગ ઉપર લોચન સ્થાપ્યાં છે, જે યોગવાળો છે, [૬]

ધ્યેયમાં ચિત્તની સ્થિરતારૂપ ધારણાની ધારાવડે, વેગથી, જેણે બાહ્ય ઇન્દ્રિયોને અનુસરનારી મનની વૃત્તિ રોકી છે, જે પ્રસન્ન ચિત્તવાળા છે, જે પ્રમાદરહિત છે, જેઓ જ્ઞાનાનન્દરૂપ અમૃતનો આસ્વાદ લેનારા છે, [૭]

અંતરમાં જ વિપક્ષરહિત ચક્રવર્તીપણું વિસ્તારતા ધ્યાનવંતની દેવસહિત મનુષ્ય લોકમાં પણ ખરેખર ઉપમા નથી. [૮]

મનોવૃત્તિઓને રોકે છે...તીવ્ર વેગથી દોડતા વિચારોના ઘોડાને ખાળે છે. જ્યાં ધ્યેયમાં મન લીન થયું...ઇન્દ્રિયોના વિષયમાં દોડતું મન બંધ થઈ જ જાય. મનનો સંબંધ જ્યાં પરમાત્મા સાથે જોડાયો, ઇન્દ્રિયો સાથેનો સંબંધ તૂટી જ જાય, "ઇન્દ્રિયો સાથેનો મનનો સંબંધ કપાઈ જાય, પછી "હું પરમાત્માનું ધ્યાન ધરું." આવી રાહ જોવાની જરૂર નથી. તમે તમારે પરમાત્મસ્વરૂપમાં મનને જોડી દો. ઇન્દ્રિયો સાથેનો સંબંધ કપાયો જ સમજો.

૮. प्रसन्न : કેટલી બધી પ્રસન્નતા હોય એ ધ્યાનીને! પરમાત્મસ્વરૂપમાં લીન થવાનો આદર્શ, ધ્યેય ધરાવનાર ધ્યાની મહાત્મા જ્યારે પોતાના ધ્યેય સુધી પહોંચે, આદર્શની સિદ્ધિ પ્રાપ્ત કરે, ત્યારે એની પ્રસન્નતાનું પૂછવું જ શું! એનાં એક-એક રોમ વિકસ્વર થઈ જાય; એનું હૃદય અકથ્ય આનંદ અનુભવે અને એના મુખ પર સૌમ્યતા-પ્રસન્નતા છવાઈ જાય. ન હોય એને વિષયોની સ્પૃહા કે ન હોય એને કષાયોના સંતાપ! આ ન હોય એટલે પ્રસન્નતા જ હોય. "भिक्षुरेक: सुखी लोके" આ કેવું સત્યનું સત્ય છે! ધ્યાની એવો ભિક્ષુ...મુનિ જ આવી પ્રસન્નતાનું સુખ અનુભવી શકે.

૯. अप्रमत्त : પ્રમાદ? આળસ? વ્યસન? આ વળગાડને તો એ સેંકડો માઈલ પાછળ મૂકીને પરમાત્મસ્વરૂપની નિકટ પહોંચ્યો છે. એ વળગાડ એને વળગી જ ન

આવા ધ્યાની પુરુષને કોની ઉપમા આપવી? નથી દેવલોકમાં કોઈ ઉપમા કે નથી મનુષ્ય લોકમાં કોઈ ઉપમા! કોઈ પ્રતિમા પણ ભુવનમાં ન જડે.

અદ્વિતીય!

અનુપમેય!

ધ્યાતા–ધ્યેય અને ધ્યાનની એકતા સાધતો ધ્યાતા... ખરેખર ચર્મચક્ષુથી ઓળખાતો નથી; પરખાતો નથી. એવા ધ્યાતા પુરુષો જ અંતરંગ અનંત આનંદને અનુભવતા હોય છે. આવી કક્ષા પ્રાપ્ત કરવા માટે ઉપર બતાવેલી છ વિશેષતાઓનો અભ્યાસ કરવો આવશ્યક છે. ધ્યાતા બનવા માટેની આ આચારસંહિતા છે. આવો જ ધ્યાતા ધ્યેયને પ્રાપ્ત કરવા માટે યોગ્ય બની શકે છે.

હે આતમ! તું આવો ધ્યાતા બની જા. આ પાર્થિવ જગતથી અલિપ્ત બની જા. ધ્યેય–પરમાત્મસ્વરૂપનો પૂજારી બની જા....એનો જ પ્રેમી અને સ્નેહી બની જા. આ જીવનને તું આમાં જ લગાવી દે. ધ્યેયમાં ધ્યાનથી નિમગ્ન બની જા. અનુભવ કરી લે આ અપૂર્વ આનંદનો.

---

ज्ञानमेव बुधाः प्राहुः कर्मणां तापनात् तपः ।
तदाभ्यन्तरमेवेष्टं बाह्यं तदुपबृंहकम् ॥ १ ॥ २४१ ॥

શ્લોકાર્થ :

કર્મોને તપાવનાર હોવાથી તપ તે જ્ઞાન જ છે, એમ પંડિતો કહે છે. તે અંતરંગ જ તપ ઈષ્ટ છે. (અને) તેને વધારનાર બાહ્ય તપ (ઈષ્ટ છે.)

વિવેચન :

'તપ' શબ્દથી કોણ ભારતીય અપરિચિત હશે? તપ કરનાર તો પરિચિત હોય જ, તપ નહીં કરનાર પણ 'તપ'થી પરિચિત હોય છે. પરંતુ સમાજમાં 'તપ' શબ્દ અમુક જ પ્રકારના બાહ્ય તપ તરીકે પ્રસિદ્ધ થઈ ગયો છે, તપ શા માટે કરવાનો છે? તપ કેવો કરવાનો છે? તપ ક્યારે કરવો જોઈએ? આ બધું વિચારવાનું લગભગ બંધ થઈ ગયું છે.

સંસારમાં સુખી જીવો દેખાય છે અને દુઃખી જીવો દેખાય છે. સુખી થોડા, દુઃખી ઘણા! સુખી સદા માટે સુખી નહીં, દુઃખી સદા માટે દુઃખી નહીં.... આવું બધું કેમ? શું આ આત્માનો સ્વભાવ છે? ના, આત્માનો સ્વભાવ તો અનંત સુખ છે, શાશ્વત સુખ છે, પરંતુ એના ઉપર 'કર્મ' લાગેલાં છે, એટલે અત્યારે જે જીવનું બાહ્ય સ્વરૂપ દેખાય છે તે કર્મજન્ય સ્વરૂપ છે. આ નિર્ણય કેવળજ્ઞાની વીતરાગ એવા પરમાત્માએ કર્યો હતો અને દુનિયાને આ નિર્ણય સમજાવ્યો હતો.

"તું આવી કડકડતી ઠંડીમાં કેમ ભટકે છે? તું ચામડાં ચીરી નાંખતી આ ઠંડી સહન કરી શકે છે? તું આગ વરસતી ગરમી પણ સહન કરી શકે છે?"

એ તમને કહેશે: "કષ્ટ સહન કર્યા વિના ધન-સંપત્તિ ન મળે ભાઈ! અને ધનના ઢગલા જોઈએ છીએ ત્યારે એ બધું કષ્ટ ભૂલાઈ જાય છે."

ભોજનના ઠેકાણાં નહીં, કપડાંના ઠઠારા નહીં અને એશ-આરામનું નામ નહીં! ધનની પાછળ ભાન ભૂલીને ભટકનારને કષ્ટ કષ્ટરૂપ લાગતું નથી. દુઃખ દુઃખરૂપ લાગતું નથી.

તો પછી પરમતત્ત્વ પ્રાપ્ત કરવાની જેને લાલસા જાગી ગઈ, પરમતત્ત્વ વિના જેને બધું જ તુચ્છ ભાસી ગયું એવા ભવવિરક્ત સંસાર-સુખોથી વિરક્ત મહાત્માને ટાઢ-તડકા કષ્ટરૂપ લાગે? પાદ-વિહાર અને કેશલુંચન કષ્ટરૂપ લાગે?

પરમતત્ત્વને મેળવવા, ભવસુખોથી વિરક્ત બની.... રાજગૃહીના પહાડોમાં જઈ...ધખધખતી પથ્થર-શીલા ઉપર ખુલ્લા શરીરે સુઈ જનારા ધન્નાજી અને શાલિભદ્રને ....એ કષ્ટો કષ્ટરૂપ જ નહોતાં લાગ્યાં. અસહ્ય નહોતાં લાગ્યાં. એમને મન એ બધું સહજ-સ્વાભાવિક લાગતું હતું.

જે મનુષ્ય ભવથી વિરક્ત નથી, સંસાર સુખોથી વિરક્ત નથી અને પરમતત્ત્વ-આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવાની જેને તમન્ના

"યોગીપુરુષોને સમાધિમાં રતિ-પ્રીતિ હોવાથી અત્યન્ત તીવ્ર ક્રિયામાં પણ અરતિ-અપ્રીતિ થતી નથી. ચકોર પક્ષીઓ સુધાને પીવાના ગુણથી અગ્નિના કણને ખાવામાં પણ શું વ્યાકુલતા રહિત હોતા નથી?"

મીઠાશ વિના આનન્દ નહીં અને આનન્દ વિના કઠોર ધર્મ-ઉપાસના દીર્ઘ કાળ ટકે નહીં. મીઠાશ અને આનન્દ કઠોર અને તીવ્ર ધર્મારાધનામાં પણ ગતિ કરાવે છે, પ્રગતિ કરાવે છે.

તપસ્વી જ્ઞાની હોવો જોઈએ, આ મહત્વપૂર્ણ વાત અહીં કહેવામાં આવી છે, જો તપસ્વી જ્ઞાની ન હોય તો એને કઠોર ધર્મક્રિયામાં અપ્રીતિ થવાની, અરતિ થવાની. ભલે એ ધર્મક્રિયા કરતો હશે પરંતુ, એ મીઠાશ નહીં અનુભવી શકે....આનંદ નહીં અનુભવી શકે.

જ્ઞાન એને સાધ્ય-મોક્ષદશાના સુખની કલ્પના આપે છે, જે કલ્પના એને મીઠાશ આપે છે, એ મીઠાશ એને આનન્દથી ભરી દે છે. એ આનંદ એની કઠોર-તપશ્ચર્યાને જીવન આપે છે. જ્ઞાનયુક્ત તપસ્વીની આ જીવનદશાનું અહીં કેવું અપૂર્વ દર્શન કરાવી આપ્યું છે! આપણે આવા તપસ્વી બનવાનો આદર્શ રાખીએ, તે માટે સાધ્યની કલ્પના સ્પષ્ટ કરીએ.... એટલી કલ્પના સ્પષ્ટ જોઈએ કે જેમાંથી મધુરતા-મીઠાશ ટપકે! એ માટે તપશ્ચર્યાનો સુંદર ઉપાય કરીએ.

શ્લોકાર્થ :

જ્યાં બ્રહ્મચર્ય હોય, જિનની પૂજા હોય તથા કષાયોનો ક્ષય થાય અને અનુબંધસહિત જિનની આજ્ઞા પ્રવર્તે, તે તપ શુદ્ધ ઈચ્છાય છે.

: વિવેચન :

જુઓ, એમ જ વિચાર્યા વિના તપ કરે જવાથી નહીં ચાલે. એનું પરિણામ જુઓ....હા, એ પરિણામ આ જ જીવનમાં આવવું જોઈએ. માત્ર પરલોકનાં સુખોને કલ્પનામાં રાખીને તપ કરવાથી નહીં જ ચાલે. તમે જુઓ, જેમ જેમ તમે તપ કરતા જાઓ તેમ તેમ આ ચા: પરિણામો આવતાં દેખાય છે ?

૧. બ્રહ્મચર્યમાં વૃદ્ધિ થાય છે ?

૨. જિનપૂજામાં પ્રગતિ થાય છે ?

૩. કષાયો ઘટતા જાય છે ?

૪. સાનુબંધ જિનાજ્ઞાનું પાલન થાય છે ?

તપશ્ચર્યાની આરાધનાનો પ્રારંભ કરતાં આ ચા આદર્શ આંખ સામે રાખવાના છે. તપશ્ચર્યા કરતા જઈઃ તેમ આ ચાર વાતામાં પ્રગતિ થતી જાય છે કે કે એ જોતા જવાનું....આ જ જીવનમાં આ ચાર વાતો આપણી વિશિષ્ટ પ્રગતિ થવી જોઈએ. તપશ્ચર્યાનાં તે આ છે! તપશ્ચર્યાનો પ્રભાવ આ છે!

"आज्ञाराद्धा विराद्धा च शिवाय च भवाय च"

'આજ્ઞાની આરાધના કલ્યાણ માટે થાય છે, આજ્ઞાની વિરાધના સંસાર માટે થાય છે.' જિનાજ્ઞાની સાપેક્ષતા માટે એ તપસ્વી સદૈવ જાગતો રહે. તપશ્ચર્યાનાં આ ચાર પરિણામ ને તાકવામાં આવે અને તપશ્ચર્યા કરવામાં આવે તો તપનાં કેવાં બહુમૂલ્ય થાય? ધ્યેયહીન, દિશાશૂન્ય.... માત્ર પરલોકનાં ભૌતિક સુખો માટે શરીરને તપાવ્યા કરવાનો કોઈ વિશેષ અર્થ નથી. અથવા "કોઈ ભવે તો મોક્ષ મળશે ને...." આવા આછા-પાતળા અંતિમ લક્ષ્યથી પણ કરાયેલો તપ આત્માનો ઉદ્ધાર ન કરી શકે. એ માટે તો આ ચાર વાતો જ જોઈએ. બ્રહ્મચર્યનું પાલન, જિનેશ્વરનું પૂજન, કષાયોનો ક્ષય અને જિનાજ્ઞાનું પારતંત્ર્ય! એવું પારતંત્ર્ય જોઈએ કે ભવોભવ જિનચરણનું શરણ મળે! ભવભ્રમણ ટળે!

तदेव हि तपः कार्यं दुर्ध्यानं यत्र नो भवेत् ।
येन योगा न हीयन्ते क्षीयन्ते नेन्द्रियाणि च ॥७॥२४७॥

શ્લોકાર્થ :

જ્યાં ખરેખર દુર્ધ્યાન ન થાય, જેથી મન-વચન-કાયાના યોગો હાનિ ન પામે અને ઇન્દ્રિયો ક્ષય ન પામે (કાર્ય કરવા માટે અશક્ત ન બને), તે જ તપ કરવા યોગ્ય છે.

તપશ્ચર્યા કરતાં શરીર નબળું પડી જાય ત્યારે કોઈ
ા-ભક્તિ ન કરે, તો દુર્ધ્યાન થઈ જાય છે! તે ન થવું
ઇએ. આર્તધ્યાનથી બચવું જોઈએ.

યોગોની હાનિ ન થવી જોઈએ. મનની દુર્ધ્યાનથી,
ાનની કષાયથી અને કાયાની પ્રમાદથી હાનિ થાય છે.

સાધુજીવનના યોગો: પ્રતિક્રમણ, પ્રતિલેખન, સ્વા-
ાય, ગુરુ સેવા, ગ્લાન સેવા, શાસન પ્રભાવના...ઈત્યાદિ
ગોમાં શિથીલતા ન આવવી જોઈએ. એવો તપ ન
વો જોઈએ કે જેથી આ યોગોની આરાધનામાં ખલેલ
હોંચે. સવારના પ્રતિક્રમણમાં સાધુએ જે તપચિંતવણીનો
ઉસ્સગ્ગ કરવાનો હોય છે તેમાં પણ આ વિચારવાનું હોય
કે 'આજે મારાં વિશિષ્ટ કર્તવ્યોમાં આ તપ બાધક
ા નહીં બને ને?' "મારે આજે ઉપવાસ છે....
અટ્ઠમ છે...માટે મારાથી સ્વાધ્યાય નહીં થાય, મારાથી
બેમારની સેવા નહીં થાય....હું પડિલેહણ નહીં કરું....
આવો તપ ન કરાય.

ઇન્દ્રિયોની શક્તિ હણાઈ જવી ન જોઇએ. જે
ઇન્દ્રિયોથી સંયમની આરાધના કરવાની હોય છે તે
ઇન્દ્રિયો હણાઈ જાય તો સંયમની આરાધના હણાઈ જાય.
આંખે દેખાતું બંધ થઈ જાય તો? કાને સંભળાતું બંધ
થઈ જાય તો? શરીરે લકવા પડી જાય તો? સાધુ જીવન
તો સ્વાશ્રયી જીવન છે. પોતાનાં કામ પોતે જ
કરવાનાં હોય છે. પાદવિહાર કરવાનો અને ગોચરીથી

ઉત્તરગુણો છે પાંચ સમિતિ, અને ત્રણ ગુપ્તિ. દશ પ્રકારનો શ્રમણધર્મ અને બાર પ્રકારનો તપ, ટૂંકમાં કહીયે તો ચરણસિત્તરિ અને કરણસિત્તરિ—એ મુનીશ્વરનું સામ્રાજ્ય છે! એ સામ્રાજ્યની સિદ્ધિ માટે મુનીશ્વર તપશ્ચર્યા કરે. બાહ્યતપ કરે અને અભ્યંતર તપ કરે.

એ છઠ્ઠ—અઠ્ઠમ....અઠ્ઠાઈ માસખમણ જેવો અનશન—તપ કરે. જ્યારે આહાર કરે ત્યારે ભૂખથી ઓછું ખાય. જેમ બને તેમ ઓછાં દ્રવ્યો વાપરે. રસભરપૂર વાનગીઓનો ત્યાગ કરે. કાયાને કષ્ટ આપે. અર્થાત્ ઉગ્રવિહાર કરે; ગ્રીષ્મકાળમાં મધ્યાહ્‌ને સૂર્ય સામે દષ્ટિ લગાવીને આતાપના કરે. શીતકાળમાં વસ્ત્રહીન બનીને કડકડતી ઠંડીમાં ધ્યાન ધરે....આવાં આવાં કષ્ટ સહન કરે. એકજ સ્થાને નિશ્ચળ બનીને કલાકોના કલાકો સુધી ઊભી રહે! જરાય હલન—ચલન ન કરે...જાણે પાષાણની મૂર્તિ !

નાની કે મોટી કોઈ ભૂલ થઈ, સંયમને અતિચાર લાગ્યો કે તૂર્ત એ પ્રાયશ્ચિત્ત કરે. પંચપરમેષ્ઠિ ભગવંતોનું.... ઓંકારનું....ધ્યાન ધરે. કોઈ ગુરુજન હો, બાલમુનિ હો કે ગ્લાનમુનિ હો....એમની સેવા વૈયાવચ્ચ કરવાનો અવસર જતો ન કરે. લાખ કામ પડતાં મૂકીને પણ એ બિમારની સેવા કરવા દોડી જાય. ગ્લાનમુનિની સેવાને તે પરમાત્માની સેવા સમજે. વિનય તો એનો પ્રાણ. આચાર્ય, ઉપાધ્યાયાદિનો એ વિનય કરે. અતિથિનો વિનય કરે. એનો વ્યવહાર વિનયથી શોભતો જ હોય. એનામાં એવી મૃદુતા હોય કે જેથી અભિમાન એને સતાવી જ ન શકે.

## सर्वनयाश्रय

કોઈ એક નયવાદને પકડીને જ્યારે એક વિદ્વાન્ પ્રજાને ધર્મ સમજાવવા ધસી આવે છે ત્યારે કેવો કોલાહલ ફેલાય છે, તે શું અજાણ્યું છે! વિશ્વનાં તમામ ક્ષેત્રે એકાંતવાદ અભિશાપરૂપ નિવડ્યો છે.

અહીં પૂજ્ય ઉપાધ્યાયજીએ અનેકાન્તદૃષ્ટિ આપી છે. કોઈપણ વ્યક્તિ, વસ્તુ કે પ્રસંગને અનેકાંત દૃષ્ટિથી જોવાની કળા શિખવી છે. આ કળાને મેળવી મનના તમામ પ્રશ્નોનું સમાધાન કરવામાં આવે તો કેવી અપૂર્વ શાન્તિ મળે?

આ અંતિમ પ્રકરણ ઘણું જ મહત્ત્વપૂર્ણ છે. ગંભીરતાપૂર્વક પરિશીલન કરજો.



તેઓ જ્યારે જ્યારે કોઇ એક નયના મંતવ્યને સ્વીકારે છે ત્યારે ત્યારે બીજા નયોના મંતવ્યોને અવગણી નાંખતા નથી. તેમને તેઓ કહે છે: 'તમારાં મંતવ્યોને પણ યથાઅવસરે સ્વીકારીશ, અત્યારે આ નયના મંતવ્યનું મારે કામ છે! એટલે અથડામણ થતી નથી; સંઘર્ષ થતો નથી. મહામુનિની ચારિત્ર-સંપત્તિ લૂંટાતી નથી....નહીંતર તો છંછેડાયેલા નયોનું તોફાન ચારિત્ર-સંપત્તિનો નાશ કરી નાંખે!

पृथग्नयाः मिथः पक्षप्रतिपक्षकदर्थिताः ।
समवृत्तिसुखास्वादीज्ञानी सर्वनयाश्रितः ॥ २ ॥ २५० ॥

શ્લોકાર્થ:

જુદા જુદા નયો પરસ્પર વાદ-પ્રતિવાદથી વિડંબિત છે. સમભાવના સુખનો અનુભવ કરનારા મહામુનિ (જ્ઞાની) સર્વ નયોને આશ્રિત હોય છે.

વિવેચન:

કલિકાલસર્વજ્ઞે પરમાત્માની સ્તુતિ કરતાં કહ્યું છે:

"પરસ્પર પક્ષ અને પ્રતિપક્ષ ભાવથી અન્ય પ્રવાદો દ્વેષથી ભરેલા છે. પરંતુ સર્વ નયોને સમાનપણે ઇચ્છનાર આપનો સિદ્ધાન્ત પક્ષપાતી નથી." વેદાન્ત કહે છે: આત્મા નિત્ય જ છે.

બૌદ્ધ દર્શન કહે છે: આત્મા અનિત્ય જ છે.

આ થયા પક્ષ અને પ્રતિપક્ષ! બંને એકબીજા સાથે લડે...વાગ્યુદ્ધ ખેલે અને સમય-શક્તિને વેડફે. ન એમાં શાન્તિ કે સમતા! ન એમાં મૈત્રી કે પ્રમોદ!

કોઈ એક જ મત....એક જ વાદ....એક જ મંતવ્ય ઉપર મોહિત ન બનતાં સર્વનયોનો આશ્રય કરી મધ્યસ્થ બનવું, એ જ સાચી શાન્તિનો માર્ગ છે.

श्रेयः सर्वनयज्ञानां विपुलं धर्मवादतः ।
शुष्कवादाद् विवादाच्च परेषां तु विपर्ययः ॥ ५ ॥ २५२ ॥

શ્લોકાર્થ :

સર્વ નયને જાણનારાઓનું ધર્મવાદથી ઘણું કલ્યાણ થાય છે. બીજા એકાંતદ્રષ્ટિઓનું તો શુષ્કવાદથી અને વિવાદથી વિપરીત (અકલ્યાણ) થાય છે.

વાદ ન જોઈએ, વિવાદ ન જોઈએ, જોઈએ સંવાદ!

વાદ-વિવાદમાં અકલ્યાણ છે. સંવાદમાં જ કલ્યાણ છે. આવો સંવાદ માત્ર ધર્મવાદમાં જ સમાયલો છે.

તત્ત્વજ્ઞાનનો અર્થી મનુષ્ય ધર્મવાદ માટે પૂછે, તત્ત્વજ્ઞાન વિષયક જિજ્ઞાસા વ્યક્ત કરે અને તત્ત્વજ્ઞ એ જિજ્ઞાસાને સંતોષે-એ ધર્મવાદ છે. માત્ર પોતાનો મત બીજા ઉપર ઠોકી બેસાડવા માટે શુષ્ક તર્કબાજી કરે તે ધર્મવાદ નથી. માત્ર વિદ્વત્તાનું પ્રદર્શન કરવા માટે, બીજાને પરાજિત કરી દેવા માટે તત્ત્વોની ચર્ચા કરે તે ધર્મવાદ નથી.

સર્વનયોનો જ્ઞાતા મહાપુરુષ એવો શુષ્કવાદ કરે જ નહીં. એ તો મુમુક્ષુ એવા જિજ્ઞાસુ આત્માઓની શંકાનાં સમાધાન કરે. એમાં જ કલ્યાણ સમાયેલું છે, એમાં જ શાંતિ અનુભવાય છે.

વિવેચન :

આઠ-આઠ શ્લોકનું એક અષ્ટક.

એવાં બત્રીસ અષ્ટક અને બત્રીસ વિષય.

એ વિષયોની ક્રમિક ગોઠવણી છે. ગોઠવણીમાં સંકલ. છે. ગોઠવણીમાં સાધનાનું માર્ગદર્શન છે. આ ચાર શ્લોકોમ બત્રીસ વિષયોનાં નામ છે. ગ્રંથકારે 'ટબા'માં હેતુપુરસ્સ એનો ક્રમ સમજાવ્યો છે.

● પહેલું અષ્ટક છે પૂર્ણતાનું.

લક્ષ વિનાની પ્રવૃત્તિનું કોઈ મૂલ્ય નહીં; કોઈ ફ નહીં. એટલે પહેલા જ અષ્ટકમાં લક્ષ બતાવ્યું પૂર્ણતાનુ આત્મગુણોની પૂર્ણતાનું. આ લક્ષ જે જીવનું બંધાર "મારે આત્મગુણોની પૂર્ણતા મેળવવી જ છે." આવે સંકલ્પ થાય તો જ જીવ જ્ઞાનમાં મગ્ન બની શકે; મા

● બીજું અષ્ટક છે મગ્નતાનું.

જ્ઞાનમાં મગ્ન! પરબ્રહ્મમાં લીન! આત્મજ્ઞાનમાં મગનતા. આવી સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે જ જીવનં ચંચળતા દૂર થાય અને સ્થિર બને. માટે મગ્નતા પછ

● ત્રીજું અષ્ટક છે સ્થિરતાનું.

મન-વચન-કાયાની સ્થિરતા. મનની સ્થિરતા પ્રા કરવાની. તો જ ક્રિયાઓનું ઔષધ કામ કરે. સ્થિરતાને રત્નદીપક પ્રગટ કરવાનો, તો જ મોહ-વાસનાઓ મોળ પડે. માટે

## ૨ : પાંચ શરીર

આ વિશ્વમાં જીવોનું શરીર કોઈ એક પ્રકારનું જ નથી. ચાર ગતિમય આ વિશ્વમાં પાંચ પ્રકારનાં શરીર હોય છે. આ પાંચ ભેદ, શરીરના આકારના માધ્યમથી નથી પરંતુ શરીરો જે પુદ્ગલોમાંથી બને છે એ પુદ્ગલોની જાતના માધ્યમથી છે.

આ શરીરો અંગેનું વિવેચન 'विचारपञ्चाशिका' નામના ગ્રંથના આધારે કરવામાં આવે છે.

**શરીરનાં નામ :**

(૧) ઔદારિક.
(૨) વૈક્રિય.
(૩) આહારક.
(૪) તૈજસ.
(૫) કાર્મણ.

**શરીરની બનાવટ :**

પાંચ પ્રકારનાં દ્રવ્યોમાં એક દ્રવ્ય છે પુદ્ગલાસ્તિકાય. આ પુદ્ગલો ચૌદ રાજલોકમાં વ્યાપ્ત છે. એ પુદ્ગલોની ૨૬ વર્ગણાઓ (જથ્થાઓ) છે. એમાંથી જીવને ઉપયોગી માત્ર ૮ વર્ગણાઓ છે. તેમાં જે "ઔદારિક વર્ગણા" છે, તેમાંથી ઔદારિક શરીર બને છે. "વૈક્રિયવર્ગણા"નાં પુદ્ગલોમાંથી વૈક્રિયશરીર બને છે. આહારક પુદ્ગલોમાંથી 'આહારક શરીર' બને છે.

## ૨ : પાંચ શરીર

[illegible]માં જીવોનું શરીર કોઈ એક પ્રકારનું જ નથી. ચાર ગતિમય આ વિશ્વમાં પાંચ પ્રકારનાં શરીર હોય છે. આ પાંચ ભેદ, શરીરના આકારના માધ્યમથી નથી પરંતુ શરીરો જે પુદ્ગલોમાંથી બને છે એ પુદ્ગલોની જાતના માધ્યમથી છે.

આ શરીરો અંગેનું વિવેચન 'विचारपञ्चाशिका' નામના ગ્રંથના આધારે કરવામાં આવે છે.

**શરીરનાં નામ :**

(૧) ઔદારિક.
(૨) વૈક્રિય.
(૩) આહારક.
(૪) તૈજસ.
(૫) કાર્મણ.

**શરીરની બનાવટ :**

પાંચ પ્રકારનાં દ્રવ્યોમાં એક દ્રવ્ય છે પુદ્ગલાસ્તિકાય. આ પુદ્ગલો ચૌદે રાજલોકમાં વ્યાપ્ત છે. એ પુદ્ગલોની ૨૬ વર્ગણાઓ (જથ્થાઓ) છે. એમાંથી જીવને ઉપયોગી માત્ર ૮ વર્ગણાઓ છે. તેમાં જે "ઔદારિક વર્ગણા" છે, તેમાંથી ઔદારિક શરીર બને છે. "વૈક્રિયવર્ગણા"નાં પુદ્ગલોમાંથી વૈક્રિયશરીર બને છે. આહારક વર્ગણાના પુદ્ગલોમાંથી 'આહારક શરીર' બને છે. તૈજસવર્ગણાનાં

બળથી ખેંચીને શરીર બનાવે. તે શરીરના માધ્યમથી તે મહાવિદેહ ક્ષેત્રમાં જાય, ત્યાં તીર્થંકર ભગવાન પાસેથી પોતાના સંશયોનું નિરાકરણ કરે. પછી શરીરનું વિસર્જન કરે.

- તૈજસ શરીર ખાધેલા આહારનો પરિપાક કરે. એ શરીરના માધ્યમથી શાપ આપી શકાય અને અનુગ્રહ કરી શકાય.
- કાર્મણ શરીર દ્વારા જીવ એક ભવમાંથી બીજા ભવમાં ગતિ કરે.

આ પાંચે શરીરથી આત્માની મુક્તિ થાય ત્યારે આત્મા સિદ્ધ બન્યો કહેવાય, મુક્ત બનવાનો પુરૂષાર્થ ઔદારિક શરીરથી થાય.

## ३ः वीसस्थानक तपः

'कर्मणां तापनात् तपः' કર્મોને તપાવે-ખપાવે તે તપ કહેવાય. એવા ભિન્ન ભિન્ન પ્રકારના તપ કરવાના શાસ્ત્રોમાં બતાવેલા છે. 'તીર્થંકરનામ કર્મ' બંધાવી આપનારો મુખ્ય તપ વીસસ્થાનકની આરાધનાનો તપ છે.

નીચેના સાત સ્થાનોમાં અનુરાગ, ગુણસ્તુતિ, અને ભક્તિ-સેવા, આ આરાધના કરવાની હોય છે.

૧ તીર્થંકર : અષ્ટ પ્રાતિહાર્યની શોભાને યોગ્ય.
૨ સિદ્ધ : સર્વકર્મરહિત, પરમસુખી અને કૃતકૃત્ય.
૩ પ્રવચન : દ્વાદશાંગી અને ચતુર્વિધ સંઘ:

૧૬ તપસમાધિ : બાહ્ય-અભ્યંતર બાર પ્રકારના તપમાં શક્તિ અનુસાર પ્રવૃત્તિ કરવાની.

૧૭ દશવિધ વૈયાવચ્ચ : આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, તપસ્વી, ગ્લાન, શૈક્ષક, કુલ, ગુણ, સંઘ અને સાધર્મિકની તેર પ્રકારે વૈયાવચ્ચ કરવાની. ૧ ભોજન. ૨ પાણી. ૩ આસન. ૪ ઉપકરણ-પડિલેહણ. ૫ પાદ-પ્રમાર્જન. ૬ વસ્ત્રપ્રદાન. ૭ ઔષધપ્રદાન. ૮ માર્ગે સહાય. ૯ દુષ્ટોથી રક્ષણ. ૧૦ દંડ (દાંડો) ગ્રહણ. ૧૧ માત્રક અર્પણ. ૧૨ સંજ્ઞામાત્રક અર્પણ. ૧૩ શ્લેષ્મમાત્રકઅર્પણ.

૧૮ અપૂર્વ જ્ઞાનગ્રહણ : નવું-નવું જ્ઞાન મેળવવું.

૧૯ શ્રુતભક્તિ : જ્ઞાનભક્તિ.

૨૦ પ્રવચન પ્રભાવના : જિનોક્ત તત્ત્વોનો ઉપદેશ વગેરે આપવું.

પહેલા અને છેલ્લા તીર્થંકરે (ઋષભદેવ અને મહાવીર સ્વામી) આ વીસે સ્થાનકોની આરાધના કરી હતી. મધ્યના ૨૨ તીર્થંકરોમાં કોઈએ બે, કોઈએ ત્રણ....કોઈએ બધાં સ્થાનકોની આરાધના કરી હતી.

—પ્રવચનસારોદ્ધાર : દ્વાર : ૧૦ ના અનુસાર.

વીસસ્થાનકતપની આરાધનાની પ્રચલિત વિધિ નીચે પ્રમાણે છે :

● એક-એક સ્થાનકની એક-એક ઓળી કરવામાં આવે છે. એક ઓળી ૨૦ અટ્ઠમની હોય છે. અટ્ઠમ

| જાપનું પદ | સાથિયા. | ખમાસ. | કાઉ. લો. | નવકાર વાળી. |
|---|---|---|---|---|
| ॐ नमो अरिहंताणं | १२ | १२ | १२ | २० |
| ॐ नमो सिद्धाणं | ३१ | ३१ | ३१ | २० |
| ॐ नमो पवयणस्स | २७ | २७ | २७ | २० |
| ॐ नमो आयरियाणं | ३६ | ३६ | ३६ | २० |
| ॐ नमो थेराणं | १० | १० | १० | २० |
| ॐ नमो उवज्झायाणं | २५ | २५ | २५ | २० |
| ॐ नमो लोए सव्वसाहूणं | २७ | २७ | २७ | २० |
| ॐ नमो नाणस्स | ५१ | ५१ | ५१ | २० |
| ॐ नमो दंसणस्स | ६७ | ६७ | ६७ | २० |
| ॐ नमो विणयसंपन्नस्स | ५२ | ५२ | ५२ | २० |
| ॐ नमो चारित्तस्स | ७० | ७० | ७० | २० |
| ॐ नमो बंभवयधारिणं | १८ | १८ | १८ | २० |
| ॐ नमो किरियाणं | २५ | २५ | २५ | २० |
| ॐ नमो तवस्स | १२ | १२ | १२ | २० |
| ॐ नमो गोयमस्स | ११ | ११ | ११ | २० |
| ॐ नमो जिणाणं | २० | २० | २० | २० |
| ॐ नमो संयमस्स | १७ | १७ | १७ | २० |
| ॐ नमो अभिनवनाणस्स | ५१ | ५१ | ५१ | २० |
| ॐ नमो सुयस्स | २० | २० | २० | २० |
| ॐ नमो तित्थस्स | ३८ | ३८ | ३८ | २० |

● શ્રેણિના કરણ-કાળ પૂર્વે પણ અન્તર્મુહૂર્ત કાળ સુધી વિશુદ્ધ ચિત્તવાળો,

● પરાવર્તમાન પ્રકૃતિઓ (શુભ) બાંધતો,

પ્રતિસમય શુભ પ્રકૃતિમાં અનુભાગની વૃદ્ધિ તથા અશુભ પ્રકૃતિમાં અનુભાગની હાનિ કરે છે. પૂર્વે કર્મોની જેટલી સ્થિતિ બાંધતો હતો હવે તે તે કર્મની પૂર્વ સ્થિતિબંધની અપેક્ષાએ પલ્યોપમના અસંખ્યાતભાગ ન્યૂન સ્થિતિ બાંધે છે.

આ રીતે અન્તર્મુહૂર્ત પૂર્ણ થયા પછી યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ કરે છે. દરેક કરણનો સમય અન્તર્મુહૂર્ત હોય. પછી આત્મા ઉપશમ-કાળમાં પ્રવેશ કરે છે.

યથાપ્રવૃત્તિકરણમાં વર્તતો આત્મા (પ્રતિસમય ઉત્તરોત્તર અનન્તગુણ વિશુદ્ધિ હોવાથી) શુભ પ્રકૃતિઓના રસમાં અનન્તગુણ વૃદ્ધિ કરે છે. અશુભ પ્રકૃતિઓના રસમાં હાનિ કરે છે. પૂર્વ સ્થિતિબંધની અપેક્ષાએ પલ્યોપમના અસંખ્યાત ભાગે ન્યૂન....ન્યૂન સ્થિતિબંધ કરે છે, પરંતુ અહીં સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણી કે ગુણસંક્રમ થતો નથી, કારણ કે તે માટે જોઈતી વિશુદ્ધિનો અભાવ હોય છે.

અન્તર્મુહૂર્ત પછી અપૂર્વકરણ કરે છે. અહીં સ્થિતિઘાતાદિ પાંચે થાય. અપૂર્વકરણકાળ સમાપ્ત થયા પછી અનિવૃત્તિકરણ થાય છે, તેમાં પણ સ્થિતિઘાતાદિ પાંચે

### અન્ય મત :

કેટલાક આચાર્યો અનન્તાનુબંધી કષાયની ઉપશમના માનતા નથી; પરંતુ વિસંયોજના કે ક્ષપણા જ માને છે.

### દર્શનત્રિકની ઉપશમના :

ક્ષાયોપશમિક સમ્યગ્દષ્ટિ આત્મા (સંયમમાં વર્તતો) એક અન્તર્મુહૂર્તકાળમાં દર્શનત્રિક (સમકિત મોહનીય, મિશ્રમોહનીય, મિથ્યાત્વ મોહનીય)ની ઉપશમના કરે. ઉપશમના કરતો– પૂર્વોક્ત ત્રણ કરણ કરતો વધતી વિશુદ્ધિ વાળો અનિવૃત્તિકરણ કાળના અસંખ્ય ભાગ પછી અંતરકરણ કરે. અંતરકરણમાં સમ્યક્ત્વની પ્રથમસ્થિતિ અન્તર્મુહૂર્ત પ્રમાણ કરે અને મિથ્યાત્વ–મિશ્રની આવલિકા પ્રમાણ સ્થિતિ કરે. તે પછી ત્રણે પ્રકૃતિનાં અન્તર્મુહૂર્તપ્રમાણ અંતરકરણના દલિકને ત્યાંથી ઉઠાવી ઉઠાવીને સમ્યક્ત્વની અન્તર્મુહૂર્ત પ્રમાણ પ્રથમ સ્થિતિમાં નાંખે. મિથ્યાત્વ અને મિશ્રનું એક આવલિકાપ્રમાણ જે પ્રથમ સ્થિતિગત દલિક છે તેને સ્તિબુક સંક્રમ વડે સમ્યક્ત્વની પ્રથમ સ્થિતિમાં સંક્રમાવે. સમ્યક્ત્વનાં પ્રથમ સ્થિતિગત દલિકોને ભોગવીને ક્ષય કરે. આ પ્રમાણે ક્રમશ: દર્શનત્રિકનો ક્ષય થયા પછી ઉપશમ સમ્યક્ત્વ પામે છે. દર્શનત્રિકની ઉપરની સ્થિતિમાં રહેલાં દલિકોને ઉપશમાવે. આ પ્રમાણે દર્શનત્રિકને ઉપશમાવતો, પ્રમત્ત-અપ્રમત્ત ગુણસ્થાનમાં સેંકડો વખત આવાગમન કરતો ફરીથી ચારિત્ર મોહનીયની ઉપશમના કરવા પ્રવૃત્ત થાય.

વિચ્છેદ થાય. ત્યારપછી બે આવલિકામાં (એક સમય ન્યૂન) સંજ્વલન ક્રોધને ઉપશમાવે. કાળના આ ક્રમે જ અપ્રત્યાખ્યાન-પ્રત્યાખ્યાનાવરણ માનને એક સાથે ઉપશમાવે. પછી સંજ્વલન માન ઉપશમાવે. પછી એક સાથે અપ્રત્યાખ્યાન-પ્રત્યાખ્યાનાવરણ માયાને ઉપશમાવે. તે પછી સંજ્વલન માયાને ઉપશમાવે. (બંધ-ઉદય-ઉદીરણાનો વિચ્છેદ કરે.)

ત્યારબાદ તે લોભનો વેદક બને.

લોભવેદનકાળના ત્રણ વિભાગ હોય છે :

(૧) અશ્વકર્ણ-કરણકાળ.
(૨) કિટ્ટિકરણ-કાળ.
(૩) કિટ્ટિવેદન-કાળ.

(૧) પ્રથમ વિભાગમાં સંજ્વલન લોભની બીજી સ્થિતિમાંથી દલિકોને ગ્રહણ કરી પ્રથમ સ્થિતિ બનાવે, અને વેદે. અશ્વકર્ણ-કરણકાળમાં રહેલો જીવ પ્રથમ સમયે જ અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની અને સંજ્વલન ત્રણે લોભને એક સાથે ઉપશમાવવાનો પ્રારંભ કરે. વિશુદ્ધિમાં ચઢતો જીવ અપૂર્વ સ્પર્ધકો કરે. ત્યારપછી સંજ્વલન માયાને સમયન્યૂન બે આવલિકા કાળમાં ઉપશમાવે. આ રીતે અશ્વકર્ણ કરણ સમાપ્ત થાય. (૨) કિટ્ટિકરણ-કાળમાં પૂર્વસ્પર્ધક અને અપૂર્વ સ્પર્ધકોમાંથી દ્વિતીય સ્થિતિમાં રહેલાં દલિકો લઈને પ્રતિસમય અનન્ત કિટ્ટિઓ કરે. કિટ્ટિ-કરણ કાળના ચરમ-સમયે એક સાથે અપ્રત્યાખ્યાનાવરણ-પ્રત્યાખ્યાનાવરણ લોભને ઉપશમાવે. આ ઉપશમ થતાં જ સંજ્વલન લોભના

● એક જીવ એક ભવમાં વધુ બે વાર ઉપશમશ્રેણિ માંડી શકે. પરંતુ જો બે વાર ઉપશમ શ્રેણિએ ચઢે તે એ જ ભવમાં ક્ષપકશ્રેણિ ન માંડી શકે. આ મંતવ્ય કર્મ ગ્રંથના રચયિતા આચાર્યનું છે. આગમ–ગ્રંથોના મતે એક ભવમાં એક જ શ્રેણિ માંડી શકાય. ઉપશમશ્રેણિ માંડનાર ક્ષપકશ્રેણિ એ ભવમાં ન જ માંડી શકે.

"मोहोपशमो एकस्मिन् भवे द्विः स्यादसन्ततः ।
यस्मिन् भवे तूपशम क्षयो मोहस्य तत्र न ॥"

## વેદોદય અને શ્રેણિ.

● ઉપર જે ઉપશમ શ્રેણિનું વર્ણન કરવામાં આવ્યું તે પુરુષવેદના ઉદયે શ્રેણિ માંડનાર આત્માને લઈ કરવામાં આવ્યું છે.

● જે આત્મા નપુંસકવેદના ઉદયે શ્રેણિ માંડે તે સર્વપ્રથમ અનન્તાનુબંધી અને દર્શનત્રિકની તો ઉપશમના કરે જ છે, પરંતુ સ્રીવેદ કે પુરુષવેદના ઉદયમાં શ્રેણિ માંડનાર આત્મા જ્યાં નપુંસકવેદને ઉપશમાવે છે ત્યાં નપુંસકવેદે શ્રેણિ માંડનાર પણ નપુંસકવેદની જ ઉપશમના કરે છે. ત્યારબાદ સ્રીવેદ અને નપુંસકવેદ–બંનેની ઉપશમના કરે છે. આ ઉપશમના નપુંસકવેદના ઉદયકાળના ઉપાન્ત્ય સમય સુધી હોય છે. ત્યાં સ્રીવેદ સંપૂર્ણ ઉપશાન્ત બને છે. આગળ નપુંસકવેદની ૧ સમયની ઉદયસ્થિતિ શેષ રહે છે તે પણ ભોગવાઈ જતાં આત્મા અવેદક બને છે. તે પછી પુરુષવેદ

## ૫: चौद पूर्व.

| | પૂર્વ: પદસંખ્યા | વિવરણ. |
|---|---|---|
| ૧. | ઉત્પાદ. ૧૧ ક્રોડ પદ. | જેમાં 'ઉત્પાદ'ના આધારે સર્વદ્રવ્ય અને સર્વપર્યાયોની પ્રરૂપણા કરવામાં આવેલી છે. |
| ૨. | આગ્રાયણીય. ૯૬ લાખ પદ. | જેમાં સર્વદ્રવ્ય, સર્વપર્યાય અને જીવોના પરિમાણનું વર્ણન કરવામાં આવ્યું છે. [अग्र–પરિમાણ, अयनम्–પરિચ્છેદ અર્થાત્ જ્ઞાન ] |
| ૩. | વીર્યપ્રવાદ. ૭૦ લાખ પદ. | જેમાં જીવ અને અજીવોના વીર્યનું વર્ણન કરવામાં આવ્યું છે. |
| ૪. | અસ્તિનાસ્તિપ્રવાદ. ૬૦ લાખ પદ. | જે ખરશૃંગાદિ પદાર્થો વિશ્વમાં નથી અને જે ધર્માસ્તિકાયાદિ પદાર્થો છે, તેનું વર્ણન આ પૂર્વમાં છે. અથવા દરેક પદાર્થનું સ્વ–રૂપેણ અસ્તિત્વ અને પર–રૂપેણ નાસ્તિત્વ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. |
| ૫. | જ્ઞાનપ્રવાદ. ૧ ક્રોડપદ [એક ઓછું] | આ પૂર્વમાં પાંચ જ્ઞાનના ભેદ–પ્રભેદ.... તેમનું સ્વરૂપ વગેરે વર્ણવવામાં આવ્યું છે. |
| ૬. | સત્યપ્રવાદ. ૧ ક્રોડ ને છ પદ. | સત્ય એટલે સંયમ, તેનું સુવિસ્તૃત વર્ણન આ પૂર્વમાં કરવામાં આવ્યું છે. |
| ૭. | આત્મપ્રવાદ. ૩૬ ક્રોડ પદ. | અનેક નયો વડે આત્માના અસ્તિત્વનું અને આત્માના સ્વરૂપનું આ પૂર્વમાં વર્ણન છે. |
| ૮. | કર્મપ્રવાદ. ૧ ક્રોડ ૮૦ લાખ પદ. | જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મોના બંધ, ઉદય, સત્તા વગેરેનું એમના ભેદ–પ્રભેદ સાથે વર્ણન છે. |

## ६ : पुद्गलपरावर्तकाल

જ્યાં ગણિતનો પ્રવેશ થઈ શકતો નથી, એવા કાળને ઓળખાવવા 'પલ્યોપમ' 'સાગરોપમ' 'ઉત્સર્પિણી' 'અવસર્પિણી' 'કાળચક્ર' 'પુદ્‌ગલપરાવર્ત'....એવા શબ્દો યોજાયેલા છે. આવા શબ્દોની સ્પષ્ટ પરિભાષા ગ્રંથોમાં આપવામાં આવેલી છે, અહીં આપણે 'પ્રવચન સારોદ્ધાર' ગ્રંથના આધારે 'પુદ્‌ગલપરાવર્ત' કાળને સમજીશું.

૧૦ કોટાકોટી [૧૦ ક્રોડ×૧૦ ક્રોડ] સાગરોપમ =૧ ઉત્સર્પિણી.
,, ,, ,, =૧ અવસર્પિણી.

*આવી અનન્ત ઉત્સર્પિણી અને અવસર્પિણીનો સમૂહ થાય, ત્યારે એક પુદ્‌ગલપરાવર્ત કહેવાય.

અતીતકાળ અનન્ત પુદ્‌ગલપરાવર્તનો છે.

અતીતકાળ કરતાં અનન્તગુણ વધારે ભવિષ્યકાળ છે ! અર્થાત્ અનાગતકાળમાં જે પુદ્‌ગલપરાવર્ત છે તે અતીતકાળ કરતાં અનંત ગુણ વધારે છે.

×આ 'પુદ્‌ગલપરાવર્ત' ચાર પ્રકારે છે.

(૧) દ્રવ્ય પુદ્‌ગલપરાવર્ત.
(૨) ક્ષેત્ર પુ૦ પ૦
(૩) કાળ પુ૦ પ૦

---

* 'ओसप्पिणी अणंता पोग्गलपरियट्टओ मुणेयव्वो ।
तेऽणंता तीयद्धा अणागयद्धा अणंतगुणा ॥'

× "पोग्गलपरियट्टो इह दव्वाइचउव्विहो मुणेयव्वो ।"
—प्रवचनसारोद्धार

ચૌદ રાજલોકના અસંખ્ય આકાશ પ્રદેશો (આકાશના એવા ભાગ કે જેના ભાગ ન થઈ શકે) છે. તે એક એક આકાશ પ્રદેશે જીવનું મૃત્યુ થાય અને જે સમય લાગે તે સમયને 'બાદરક્ષેત્રપુદ્ગલ પરાવર્ત' કહેવાય.

(૪) સૂક્ષ્મક્ષેત્રપુદ્ગલપરાવર્ત :

જીવની ઓછામાં ઓછી અવગાહના પણ અસંખ્ય પ્રદેશાત્મક છે. છતાં કલ્પના કરો કે જીવનું કોઈ એક આકાશ પ્રદેશે મૃત્યુ થયું. ત્યારબાદ તેની બાજુના જ આકાશ પ્રદેશે મૃત્યુ પામે....પછી એની પાસેના જ ત્રીજા આકાશ પ્રદેશે મત્યુ પામે, આ રીતે ક્રમશ : એક પછી એક આકાશ પ્રદેશને મૃત્યુથી સ્પર્શે અને આ રીતે સમગ્ર લોકાકાશને મૃત્યુઓ દ્વારા સ્પર્શે ત્યારે સૂક્ષ્મ ક્ષેત્રપુદ્ગલ પરાવર્ત કહેવાય.

પરંતુ માનો કે જીવ પહેલા આકાશ પ્રદેશે મૃત્યુ પામ્યા પછી ત્રીજા કે ચોથા આકાશ પ્રદેશે મૃત્યુ પામે તો તેની ગણના ન થાય. એ તો જ્યારે પહેલા પછી બીજા આકાશ પ્રદેશે મૃત્યુ પામે ત્યારે જ ગણના આગળ ચાલે.

(૫) બાદર કાળપુદ્ગલપરાવર્ત :

ઉત્સર્પિણી અને અવસર્પિણીના જેટલા સમય (પરમ સૂક્ષ્મ કાળ વિભાગો) છે, તે સમયોને એક જીવ પોતાના મૃત્યુઓ દ્વારા **ક્રમથી** કે **ઉત્ક્રમથી** સ્પર્શે ત્યારે બાદર કાળપુદ્ગલપરાવર્ત કહેવાય.

જો કે ઉપરના બાદર પુદ્ગલપરાવર્ત ક્યાંય પણ સિદ્ધાંતમાં ઉપયોગી નથી; પરંતુ બાદર સમજાવવાથી સૂક્ષ્મનું જ્ઞાન સરળતાથી થઈ શકે, માટે બાદરનું વર્ણન કરવામાં આવ્યું છે. ગ્રંથોમાં જ્યાં જ્યાં 'પુદ્ગલપરાવર્ત' આવે છે ત્યાં મોટા ભાગે 'સૂક્ષ્મ-ક્ષેત્ર-પુદ્ગલપરાવર્ત' સમજવો.

## ૭ : कारणवाद

કારણ વિના કાર્ય ન બને. જેટલાં કાર્ય દેખાય છે, તેનાં કારણો હોય જ. જ્ઞાની પુરુષોએ વિશ્વમાં એવાં પાંચ કારણ જોયાં છે કે જે કારણો સંસારના કોઈપણ કાર્યની પાછળ હોય જ.

૧ કાળ
૨ સ્વભાવ
૩ ભવિતવ્યતા
૪ કર્મ
૫ પુરૂષાર્થ.

કોઈ પણ કાર્ય આ પાંચ કારણ વિના થાય નહીં. હવે આપણે એક એક કારણને જોઈએ.

કાળ:

વિશ્વમાં એવાં પણ કાર્યો દેખાય છે કે જેમાં કાળ (સમય) જ કામ કરતો દેખાય છે. પરંતુ ત્યાં કાળને મુખ્ય કારણ સમજવું જોઇએ અને બાકીનાં ૪ કારણને ગૌણ કારણ સમજવાં જોઈએ.

લીધે. રામને વનમાં વસવું પડ્યું ને સીતાને કલંક આવ્યું તે કર્મના લીધે. ભગવાન આદિનાથને વર્ષ સુધી અન્ન–પાણી ન મળ્યાં તે કર્મને લીધે. ભગવાન મહાવીરના કાનમાં ખીલા ઠોકાણા....તે કર્મના લીધે. ભૂખ્યો ઊંદરડો કરંડિયો જોઈને કાપે છે....કરંડીયામાં ઘૂસે છે....અંદરમાં રહેલો ભૂખ્યો સાપ એ ઊંદરડાને જ ગળી જાય છે....આ કર્મના લીધે! આ બધાં કાર્યોમાં મુખ્ય કારણ કર્મ છે.

પુરુષાર્થ:

રામે પુરુષાર્થથી લંકા વિજય કર્યો....તલમાંથી તેલ કેવી રીતે નિકળે છે? વેલડી ઘર ઉપર કેવી રીતે ચઢે છે? પુરુષાર્થથી. લોકો પણ કહે છે: 'ટીપે ટીપે સરોવર ભરાય....' પુરુષાર્થ વિના વિદ્યા, જ્ઞાન, ધન- વૈભવ પ્રાપ્ત થતું નથી.

એક વાત અહીં મહત્વપૂર્ણ છે, આ પાંચ કારણોમાંથી કોઈ એક કારણ કાર્યને પેદા કરી શકતું નથી. હા, એક કારણ મુખ્ય હોય અને બીજાં ચાર ગૌણ હોય. ઉપાધ્યાયશ્રી વિનયવિજયજીએ કહ્યું છે:

"એ પાંચે સમુદાય મળ્યા વિણ કોઈ ન સીઝે કાજ."

દા. ત. તંતુઓમાંથી પટ બને એ સ્વભાવ છે. કાળક્રમે એ તંતુઓ વણાય છે. ભવિતવ્યતા હોય તો પટ તૈયાર થાય નહીંતર વિઘ્નો આવે ને કામ અધુરૂં રહે. વણનારનો પુરુષાર્થ જોઈએ. અને એને ભોગવનારનાં કર્મ જોઈએ.

આવી જ રીતે જીવના વિકાસમાં પાંચ કારણો કામ કરે છે.

* આ ૧૪ રાજલોક પ્રમાણ વિશ્વનો આકાર કેવો હશે, એ જિજ્ઞાસા સ્વાભાવિક રીતે ઉદ્ભવે. એક મનુષ્ય પોતાના બે પગ પહોળા કરીને અને બે હાથ કેડે ટેકવીને ઉભો રહે, તેનો જેવો આકાર બને, તેવો આકાર આ ૧૪ રાજ લોક પ્રમાણ વિશ્વનો છે.

વિશ્વ અંગે કેટલીક મૂળભૂત વાતો સ્પષ્ટ કરવી જોઇએ.

(૧) આ લોક (વિશ્વ)ની ઉત્પત્તિ કોઈએ કરી નથી.

(૨) આ લોકને કોઈએ ઉપાડેલો નથી. અર્થાત્ કોઈના આધારે રહેલો નથી.

(૩) આ લોક અનાદિ કાળથી છે ને અનંત કાળ રહેશે.

(૪) આ વિશ્વમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને જીવાસ્તિકાયથી પરિપૂર્ણ છે.

લોકના ત્રણ ભાગ છે :

(૧) ઉદ્ધર્વલોક.

(૨) અધોલોક.

(૩) મધ્યલોક.

**ઉર્દ્ધ્વલોક :**

ઉદ્ધર્વલોકમાં વૈમાનિક દેવો અને સિદ્ધ આત્માઓ રહે છે.

**બાર દેવલોક :**

(૧) સૌધર્મ

---

*"वैशाखस्थानस्थ : पुरुष इव कटिस्थकरयुग्म : ।

प्रशमरतिः

(૨) શર્કરાપ્રભા
(૩) વાલુકાપ્રભા
(૪) પંકપ્રભા
(૫) ધૂમપ્રભા
(૬) તમઃપ્રભા
(૭) તમઃતમઃપ્રભા

ક્રમશઃ એક પછી એક નરકમાં વધારે વધારે દુઃખ–વેદના હોય છે.

સાત નરક સાત રાજલોક પ્રમાણ છે.

સાતમી નરક સાત રાજલોક પ્રમાણ પહોળી છે.

મધ્યલોક :

મધ્યલોકમાં મનુષ્ય, જ્યોતિષદેવ, તિર્યંચ જીવો રહે છે. મધ્યલોકમાં અસંખ્ય દ્વીપ અને સમુદ્ર છે. આપણે મધ્યલોકમાં છીએ.

## ૯ : यतिधर्म

યતિ એટલે મુનિ–સાધુ.....શ્રમણ એ મુનિનો –યતિનો જે ધર્મ, તે યતિધર્મ. સાધુ જીવનની ભૂમિકાએ મનુષ્યે આ દશ પ્રકારના ધર્મની આરાધના કરવાની હોય છે.

(૧) ક્ષાન્તિ : ક્ષમાધર્મનું પાલન કરવાનું.
(૨) માર્દવ : માનનો ત્યાગ કરી નમ્ર બનવાનું.
(૩) આર્જવ : માયાનો ત્યાગ કરી સરળ બનવાનું.

## ૧૧ : ગોચરીના ૪૨ દોષ

સાધુજીવનનો નિર્વાહ ભિક્ષાવૃત્તિ પર ચાલે છે. ધુ-સાધ્વી ગૃહસ્થોના ઘરોમાંથી ભિક્ષા લઈ આવે. પરંતુ ભિક્ષાચરીના ચોક્કસ પ્રકારના નિયમો છે. એ નિયમોને નુસરીને ભિક્ષા લાવવાની હોય છે. જો એ નિયમોનુ લન ન કરે તો સાધુને દોષ લાગે, તેનું એણે પ્રાયશ્ચિત્ત વું પડે. એનાં મહાવ્રતોને સુરક્ષિત રાખવા માટે એણે દોષોથી બચવું પડે. ૪૨ દોષોને ટાળવા માટે એ ષોનું જ્ઞાન હોવું જોઈએ. અહીં એ દોષોનાં નામ ને એની ટૂંકી સમજ આપી છે. વિસ્તારથી આ જ્ઞાન ળવવાની જિજ્ઞાસાવાળાએ 'પ્રવચનસારોદ્ધાર' 'ઓઘ-ર્યુક્તિ' 'પિંડનિર્યુક્તિ' વગેરે ગ્રંથોનું અધ્યયન વું જોઈએ.

.) આધાકર્મ : સાધુ માટે બનાવેલાં અન્ન-પાણી.

.) ઔદ્દેશિક : આવતા જતા સાધુ સંન્યાસીઓ માટે બનાવેલું.

) પૂતિકર્મ : આધાકર્મીથી મિશ્ર.

) મિશ્રજાત : વધારે બનાવે.

૫) સ્થાપના : જુદું કાઢીને રાખી મૂકે.

) પ્રાભૃતિક : લગ્નાદિ પ્રસંગો સાધુનિમિત્તે મોડા-વહેલા કરે, તેવી રીતે સવારે સાંજે સાધુનિમિત્તે મોડા-વહેલી રસોઈ કરે.

૭) પ્રાદુષ્કરણ : બારી ઉઘાડે, દીવો કરે....

(૨૭) સંસ્તવદોષ : માતા–પિતાનો અને સસરા પક્ષનો પરિચય આપે.
(૨૮) વિદ્યાપિંડ : વિદ્યાથી ભિક્ષા મેળવે.
(૨૯) મંત્ર પિંડ : મંત્રથી ભિક્ષા મેળવે.
(૩૦) ચૂર્ણ પિંડ : ચૂર્ણથી ભિક્ષા મેળવે.
(૩૧) યોગપિંડ : યોગશક્તિથી ભિક્ષા મેળવે.
(૩૨) મૂળ કર્મ : ગર્ભપાત કરવાના ઉપાય બતાવે.
(૩૩) શંકિત : દોષની શંકા હોય છતાં ભિક્ષા લે.
(૩૪) મ્રક્ષિત : ચોળાયેલાં–ચૂંથાયેલાં દ્રવ્યો લે.
(૩૫) પીહિત : સચિત્ત કે અચિત્તથી ઢાંકેલી વસ્તુ લે.
(૩૬) દાયક : નીચેના માણસોના હાથે ભિક્ષા લેવાથી આ દોષ લાગે :

બેડીમાં બંધાયેલો. (૨) જુતા પહેરેલો. (૩) તાવવાળો. (૪) બાલ. (૫) કુબ્જ. (૬) વૃદ્ધ. (૭) અંધ. (૮) નપુંસક. (૯) ઉન્મત્ત. (૧૦) લંગડો (૧૧) ખાંડનારો. (૧૨) પીસનારો. (૧૩) પીંજનારો. (૧૪) કાતરનારો. (૧૫) દહીં ઝેરનારો. (૧૬) ગર્ભવંતી સ્રી. (૧૭) ધાવણા બાળકવાળી માતા. (૧૮) માલિકની ગેરહાજરીમાં નોકર.

(૩૭) ઉન્મિશ્ર : સચિત્ત–અચિત્ત મિશ્ર કરીને આપે તે લેવું.
(૩૮) અપરિણત : પૂર્ણ અચિત્ત ન થયું હોય તેવું લેવું તે. અથવા બે સાધુમાં એકને નિર્દોષ લાગે ને બીજાને સદોષ લાગે તે લેવું.

(૧) યથાર્થ રીતે એક નામ અન્યત્ર પ્રસિદ્ધ હોય અને તે નામનો આરોપ અન્યત્ર કરવામાં આવે. દા. ત. ઇન્દ્ર આ નામ દેવોના અધિપતિ તરીકે પ્રસિદ્ધ છે, તે નામ ગોવાળીયાના છોકરાનું પાડવામાં આવે.
(૨) 'ઇન્દ્ર' નામનો જે 'પરમ ઐશ્વર્યવાળો' અર્થ, તે ગોવાળના છોકરામાં ન ઘટે.
(૩) 'ઇન્દ્ર' શબ્દના જે પર્યાયો 'શક્ર' 'પુરન્દર' 'શચિપતિ' વગેરે, તે પર્યાયો ગોવાળના પુત્ર 'ઇન્દ્ર' માં ન ઘટે.

'યાદચ્છિક' પ્રકારમાં એવા નામ આવે કે જેનો વ્યુત્પત્તિઅર્થ ન ઘટે. અથવા સ્વેચ્છાથી જે નામ કરવામાં આવે.

આ નામો જીવનાં અને અજીવના હોઈ શકે.

**સ્થાપના નિક્ષેપ :**

* यत्तु तदर्थवियुक्तं तदभिप्रायेण यच्च तत्करणि।
लेप्यादिकर्म तत्स्थापनेति क्रियतेऽल्पकालं च ॥

● ભાવ-ઇન્દ્ર વગેરેનાં અર્થ રહિત (પરંતુ અર્થના અભિપ્રાયથી) સાકાર કે અનાકાર જે કરાય તે સ્થાપના કહેવાય.

● ભાવ-ઇન્દ્રાદિની સાથે સમાનતા હોય તે સાકાર સ્થાપના.

● ભાવ-ઇન્દ્રાદિની સાથે અસમાનતા હોય તે અનાકાર સ્થાપના.

---

* અનુયોગદ્વાર સૂત્ર.

દા. ત. ભૂતકાળમાં વકીલ હોય કે ડૉક્ટર હોય, વર્તમાનમાં વકિલાત ન કરતા હોય કે દવા ન કરતા હોય છતાં લોકો તેમને વકીલ... ડૉક્ટર કહે છે. આ દ્રવ્યનિક્ષેપના વકીલ, ડૉક્ટર કહેવાય! એવી જ રીતે, હજુ વકિલાતનું ભણે છે કે મેડીકલ કોલેજમાં ભણે છે, ત્યારથી જ તેને લોકો વકીલ, ડૉક્ટર તરીકે કહે છે; કારણ કે તે ભવિષ્યમાં વકિલ કે ડૉક્ટર બનનાર છે. આ રીતે ભૂતકાલીન પર્યાય અને ભવિષ્યકાલીન પર્યાયનું જે કારણ વર્તમાનમાં હોય તેને દ્રવ્ય-નિક્ષેપ કહેવાય.

દ્રવ્ય નિક્ષેપની બીજી પરિભાષા આ રીતે કરવામાં આવી છે. "अणुवओगो दव्वं" અનુપયોગ એટલે ભાવ-શૂન્યતા...બોધ શૂન્યતા...ઉપયોગ શૂન્યતા. જે ક્રિયામાં ભાવ, બોધ, ઉપયોગ ન હોય તે ક્રિયાને દ્રવ્યક્રિયા કહેવામાં આવે છે.

લોકોત્તર દ્રવ્ય-આવશ્યકની ચર્ચા કરતાં અનુયોગદ્વાર સૂત્રમાં કહ્યું છે કે "શ્રમણગુણરહિત અને જિનાજ્ઞારહિત બની સ્વચ્છંદતાથી વિહરી, ઉભયકાળ પ્રતિક્રમણ માટે ઉભા થાય તે સાધુવેશધારીનું પ્રતિક્રમણ તે લોકોત્તર દ્રવ્ય આવશ્યક છે."

દ્રવ્યનિક્ષેપની વિસ્તૃત ચર્ચા માટે 'અનુયોગદ્વાર સૂત્ર' નું અધ્યયન કરવાની જરૂર છે.

**ભાવ-નિક્ષેપ :**

તીર્થંકર ભગવંતને લઈને જ્યાં ભાવ-નિક્ષેપનો વિચાર

* અનુયોગદ્વાર સૂત્ર.

## સુંદર પોકેટ બુક્સ :

(૧) મનનું ધન
(૨) અંતર નાદ
(૩) ચિત્તપ્રસન્નતા
(૪) ભાવનામૃત
(૫) મંગલદૃષ્ટિ
(૬) પ્રાર્થના
(૭) રસગંગા
(૮) પચ્ચક્ખાણ દર્શન

આ દરેક પુસ્તિકાની કિંમત ૫૦ પૈસા છે. દરેકનો પોસ્ટ ખર્ચ ૨૦ પૈસા છે. એક સાથે બધી મંગાવો તો ૫૦ પૈસા પોસ્ટ ખર્ચ લાગે. એક સાથે ૧૦૦ નકલ ખરીદો તો ૨૫ ટકા કમીશન મળે છે.

## બાલ સાહિત્ય :

(૧) બાળકોની સુવાસ
(૨) બાળકોનું જીવન
(૩) બાળકોનું ચિંતન

નાનાં બાળકોને સંસ્કારી બનાવવા અને ધાર્મિક શિક્ષણ આપવા આ પુસ્તિકાઓ પ્રકાશિત કરી છે. પાઠશાળા માટે ૩૦ પૈસા છે.

અરિહંત ભગવાનનું ત્રિરંગી ચિત્ર, આર્ટ પેપર પર છપાવેલું મળે છે. એક સાથે ૧૦૦ ચિત્રો બહારગામ મોકલાય છે ૧૦૦